# અમારાં તરફથી બહાર પડેલાં સચિત્ર

## પુસ્તકો.

| | |
|---|---|
| ધી ન્યુ ફોનોગ્રાફ ગાયનમાળા ભાગ ૧થી પાંચ | ૦ ૮-૦ |
| ,, ,, ,, ૬થી ૧૦ | ૦-૮-૦ |
| ,, ,, ભાગ ૧થી૧૦ સાથે | ૧-૦-૦ |
| જળસમાધી યાને દેવી શારદા સચિત્ર | ૦-૮ ૦ |
| સચીત્ર રાજા ભરથરી ૧૬ સુંદર ચિત્રો સાથે | ૦-૮-૦ |
| ખ્યાલ સાગર ભા ૧-૨ | ૦-૮-૦ |
| ભજન રત્નાકર ઉંચા ભજનોનું ઉત્તમ પુસ્તક | ૦-૬-૦ |
| વીનાશીનીવામા. ઐતીહાસીક સચિત્ર નવલકથા | ૨-૦-૦ |
| બૃહત ગરબાવળી બાઈઓ માટે ઉત્તમોત્તમ ગરબાઓનું મોટું પુસ્તક | ૧-૦-૦ |
| ચાકટનો એક્કો, ડીટેકટીવ સચિત્ર વાર્તા | ૦-૮-૦ |
| લાલનો એક્કો ,, ,, ,, | ૦-૮-૦ |
| ખુની કોણ? ,, ,, ,, | ૦-૮-૦ |
| એ મુખ્યાવળી કોણ? સચિત્ર | ૦-૧૨ ૦ |
| શ્રીકૃષ્ણ ભજનમાળા. સચિત્ર ગ્લેજ કાગળમા | ૦-૮-૦ |
| વીણાવેલી ભાગ ૧-૨ ... ... | ૧-૪-૦ |
| ભેદી પુતળું સચિત્ર . ... | ૦-૮-૦ |
| સરોવરની સુંદરી ભાગ ૧લો . | ૦-૮-૦ |
| ,, ,, રજો. .... | ૦-૮-૦ |

વધુ માટે જુઓ [illegible]

ૐ

# પોલાદી પંજો!

(એક અદ્ભુત ડિટેક્ટીવ નવલકથા)

લેખકઃ–માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક. ગોપીપુરા–સુરત.
(વિનાશીની વામા, ગઝલમાં ગીતા ઇત્યાદિના લેખક.)

પ્રકાશકઃ—

ઠા. પ્રાણલાલ જીવણદાસ વજાણી ભાવનગરવાળા.

બુકસેલર એન્ડ પબ્લીશર.

ગવર્નમેંટ તારઑફિસ સામે ટાવર રોડ—સુરત.

સંવત ૧૯૮૧. (પ્રથમ સંસ્કરણ) પ્રત ૨૦૦૦.



સુરત બરાનપુરી ભાગળ ભાજીવાળી પોળમાં આવેલા શ્રી "અનાવિલબંધુ" પ્રી. પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું.

કિંમત ૧૨ આના.

# અનુક્રમણિકા.

अथमंगलम

# પોલાદી પંજો.

## પ્રકરણ ૧લું.

### કાસદ લુંટાયો.



રાત્રીનો ઘોર અંધકાર છે. ચારે દિશાઓ શુન્ય શુન્ય છે. ઘુવડ આદિ રજની ચરોના ભયંકર ધ્વની સંભળાય છે. તે સિવાય નિર્જન શાંતીમાં અવરોધ કરે એવી કોઇપણ વસ્તુઓ ત્યાં નથી આવો મહા દુખનો સમય છે છતાં એક પુરૂષ તે માર્ગે ઘોડા ઉપર સ્વાર થઇ પ્રયાણ કરી રહ્યો છે. તેની ઉમ્મર આસરે ત્રીસથી બત્રીસ વર્ષની છે. હાથમાં એક મોટો લોહયુકત ભાલો છે અને પીઠ ઉપર કાગળોની એક મોટી થેલી છે. તેના ઘોડાની ગતિ પવન સાથે પણ હરિફાઇ કરે એવી છે. રાત્ર દિવસ આ માર્ગથી આપણો પ્રવાસી પરિચિત છે છતાં તેને આજ કોણ જાણે શા કારણથી પણ ભયંકર સમયની પ્રતિતિ થયા કરે છે અને તેના મુખમાંથી અશ્રાવ્ય ઉદ્દગારો નિકળે છે કે:—

" ફરૂં છું ગામ પરગામે પ્રવાસી પેટ માટે હું..'
જીવન પર સંકટો સઘળાં સહું છું પેટ સાટે હું;
ભયંકર આ સમય ! ભય છે ! નિશા ઘનઘોર સામી છે !
અરે ! સંસાર આખામાં ઉદરની આ ગુલામી છે "

તેના આ વિચારો ભાગ્યેજ પુરા થયા હશે તે પહેલાંજ પાછળથી તેના શિર ઉપર એવો એક પ્રબળ ફટકો પડયો કે તેના પ્રાણ સ્વધામ પહોંચી ગયા. અને તેના હાથમાંની ટપાલની થેલી છુટી ગઇ નીચે પડી. તે નીચે પડતાંજ પાછળથી તેને એક ભયંકર શરીરધારી મનુષ્યે ઉંચકી લીધી અને ત્યાંથી પ્રબળ વેગથી તે કોઇ અજ્ઞાત સ્થાને પ્રસ્થાન કરી ગયો. ત્યાંથી થોડેકજ દૂર એ વનપ્રદેશમાં એક નાનકડી ઝુંપડી હતી તે માણસ એ ઝુંપડીમાં પેઠો અને ત્યાં જઇ પેલી થેલી ફોડવાનો વિચાર કર્યો, વળી તેને કાંઇક શંકા થવાથી તે ઉઠયો. ત્યાં એજ ઓરડીમાં એક પિત્તળની સુશોભિત ઘોડાની પ્રતિમા બનાવેલી હતી તે માણસે–રામસિંગે તે ઘોડા પાસે જઇ તેને એવો તો જોરથી ધક્કો માર્યો કે તે ઘોડો એકદમ ભૂમિમાં ઉતરી ગયો, તે સાથેજ ત્યાંથી અંદર જવા માટેનો માર્ગ ખુલ્લો થયો. રામસિંગે ત્યાં મૂકેલી સીડી-પરથી ધીમે ધીમે નીચે ઉતરવા માંડયુ તે ઉતરતાં ઉતરતાં નીચલે પગથીએ આવ્યો કે તેણે ફરી એવાજ જોરથી એક ધક્કો એ સીડીને માર્યો, તે સાથેજ એ સીડી અદ્રષ્ય બની ગઇ અને ભોંયરાનું દ્વાર પાછું બંધ થઇ ગયું. ઘોડાની પ્રતિમા જ્યાં હતી ત્યાંની ત્યાં આવી ગઇ. એ ભોંયરામાં માધુસિંગ નામનો બીજો એક રામસિંગનો મિત્ર ક્યારથી તેની પ્રતિક્ષા કરતો બેઠોજ હતો. રામસિંગે જતાં વાર તેને

કહ્યું, " માધુસિંગ, આજનો દહાડો તો ખરેખર નિષ્ફળજ ગયો અને છેવટે આ કાગળની થેલી હાથમાં આવી ! "

" રામસિંગ ! ખરેખર આજનો દિવસજ કાંઇ સારો નથી મને પણ મારા પ્રયત્નમાં નિષ્ફળતાજ મળી છે અને સામો આ વાંસાપર ઘા થયો તે તો જો ! " એમ ઉચ્ચાર કરી માધુસિંગે રામસિંગને પોતાની પીઠ ખુલ્લી કરી બતાવી. લસલસતા લોહીથી તેનો વાંસો ભરેલો હતો. તેમાં લગભગ અર્ધા પોણા ઇંચનો ઘા પડેલો હતો અને અદ્યાપિ પર્યન્ત જેમનું તેમ લોહી વહી જતું હતું. આ જોતાંજ રામસિંગનો મિજાસ ગયો, તેણે જોરથી પોતાના હાથ જમીનપર પછાડયા અને કહ્યું, " માધુસિંગ ! એમ દિલગીર થવાનું કારણ નથી ચાલ ! હોશિયારથા ! અહીં આવી આ થેલી ફોડ અને નસીબ અજમાવી જો !"

માધુસિંગ આ પ્રોત્સાહક શબ્દો સાંભળી રામસિંગની પાસે ગયો અને થેલી ફોડી. રામસિંહ તેના એકે એક કાગળ ઉથલાવી જોતો હતો તેમ કરતાં કરતાં એકાએક તે હર્ષથી કુદયો અને સ્વગત કહેવા લાગ્યો.

" કરેલી વર્ષની મ્હેનત, ઉઠાવી સેંકડો જહેમત,
મૂકી માબાપની મ્હોબત, વસ્યો આ જંગલે આવી !
ખુબી મેં જોઈ કિસ્મતની, કરી સેવા મુસીબતની !
કરી હદ હાય ! હિમ્મતની, છતાં પલટયું નહિ ભાવી !
પરંતુ આ મળી થેલી, થશે ધનની હવે હેલી !
પછી લક્ષ્મી બની ઘેલી, દીએ મુજ ભાગ્ય પલટાવી ! "

તેના આ શબ્દો સાંભળતાંજ આશ્ચર્યથી માધુસિંગ ઘેલો બની ગયો અને તેને ખભે હાથ મુકી કહેવા લાગ્યો, " રામસિંગ ! રામસિંગ ! શું છે ! આટલો બધો હર્ષ થાય એવી શી બીના બની છે!"

"માધુ! ચાલ તું તૈયાર થા. એ કહેવાનો વખત નથી. જે વખત જાય છે તે મોટો કિંમતી છે." એમ કહી તેઓ બંન્ને તૈયાર થઇ ગયા. માધુએ એક પાત્રમાં મદ્યભરી તે રામસિંગને આપ્યું. રામસિંગ તે આખી બાટલી ગટગટાવી ગયો. માધુસિંગે પણ રામસિંગનુંજ અનુકરણ કર્યું અને તે સાથેજ તેઓ પાછો ભોંયરાનો દરવાજો ઉઘાડી બ્હાર નીકળી આવ્યા. જે રસ્તે આ કાસદનું ખુન થયું હતું તેજ રસ્તે જઈ રામસિંગ એક વૃક્ષને ઓથે સંતાઇ ઉભો રહ્યો. અર્ધી પળ પણ પુરી ગઈ નહિ હોય એટલામાં તેને કાને ઘોડાના પગના ડાબલા સંભળાયા તે શ્રવણ કરતાંજ રામસિંગે માધુને કહ્યું "માધુ! જો આ જે ઘોડે સ્વાર આવે છે તેનુ ખૂન કરવાનું છે પણ તે એવી રીતે કરવું જોઇએ કે તેના કપડા પર લોહીનો એક ડાઘ પણ પડવો નહિ જોઇએ!"

"એ રીતે ખૂન થવું તો અશક્ય છે ગમે તે શસ્ત્રનો ઉપયોગ કરીશું છતાં તેના લોહીથી વસ્ત્ર તો બગડશેજ ને!" માધુએ ઉત્તર આપ્યો.

"રાત્રીનો ઘોર અંધાર આપણી મદદે આવશે!" રામસિંગે જવાબ આપ્યો, તેજ સાથે તે ઘોડેસ્વાર ત્યાં આવી પહોંચ્યો પણ તેના ઘોડાને એવી ઠોકર વાગી કે તેના ઉપરનો સ્વાર ગબડીને ચાર હાથ દૂર જઇ પડયો. તે સાથેજ રામસિંગ કુદીને તેની છાતી ઉપર ચઢી બેઠો અને બોલ્યો.

"હજારોના ગળા કાપી, સિતમથી સૃષ્ટિ સંતાપી,
બની હદપાર નો પાપી, જુલમ જગમાં હું સ્થાપું છું.
હવે એ પાપ પરહરવા, સુધર્મે દેહને ભરવા,
નિધનની યજ્ઞ વેદીમાં, હું તારો ભોગ આપું છું."

એમ કહેતાંજ તેણે પેલા ઘોડેસ્વારનો કંઠ એવા જોરથી દાબ્યો કે તે બેભાન બની ગયો. રામસિંગે તેના વસ્ત્રો ઉતારી લીધા અને પછી તે ચેતનહિન દેહમાં પોતાની કટારી ખોસી દીધી, તેનું મસ્તિક કાપી પોતાની સાથે લીધું, અને તે મસ્તિક સાથેજ રામસિંગ અને માહુસિંગ પાછા પોતાના ગુપ્તગૃહમાં પ્રયાણ કરી ગયા.

## પ્રકરણ ૨ જું.

### ખૂન ! ખૂન !



દિનાજપુરમાં મોહનરાવ જાગીરદાર એ વિખ્યાત ગૃહસ્થ હતા તેમની કિર્તી લોકોમાં અનેક પ્રકારે ફેલાએલી હતી અને બાબુશેઠને નામે તેઓ લગભગ આખા બંગાળામાં જાણીતા હતા. દિનાજપુર એ તેમને જાગીરમાં મળેલુ ગામ હતુ અને તેથી ત્યાંની પ્રજાને તેઓ પુત્રવત પાળવામાં પોતાનો ધર્મ સમજતા હતા. પરોપકાર અને દાનશીલતામાં તે સમયે તેમના જેવો ઉદારચિત પુરૂષ બીજો ભાગ્યેજ હતો. છતાં ભાગ્યની કુટિલતાથી તેમને પેટે એક પણ સંતાન નહોતું. ચાર વખત તેમણે પોતાના લગ્ન કર્યા હોવા છતાં તેમની પત્નિ દરેક સમયે પ્રસુતિકાળમાંજ સંતાનસહ મરણ પામતી હતી. ચારચાર વખતનો આવો કટુ અનુભવ અવલોકવાથી બાબુ સાહેબે હવે સંતાનની આશાજ છોડી દીધી હતી. અને તેઓએ પોતાના ભાગ્યમાં

સંતતિનું સુખ નથી એવો નિર્ણયજ કરી લીધો હતો પરંતુ આ તેમની દુઃખદાવસ્થામાં તેમને આશ્વાસનરૂપ થઈ પડે એવી તેમની એકની એક પાલક પુત્રી હતી. તેઓ એ બાળા ઉપર અપાર હેત રાખતા હતા અને તે જાણે પોતાનીજ બાલીકા હોય તેમ તેની સદા સર્વદા સંભાળ લેતા. તેમની પાછળ તેમની વિશાળ માલમિલ્કતનો ઉપભોગ કરે એવું કોઈજ નહોતું. માત્ર આ પુત્રી અને તેનો ભાવિપતિ એજ આ સઘળા ધનરાશીના સ્વામી થશે એવી લોકોને કલ્પના હતી. એ પુત્રીનું નામ બાબુશેઠે મધુલતા પાડયું હતું. કારણ કે તે પુત્રી તેમને પોતાના બંગલાની પાછળની મનોહર પુષ્પવાટીકાના મધુકુંજ નામના એક પુષ્પ વેલીઓના ઉત્તમ ભાગમાંથી પ્રાપ્ત થઈ હતી. આ પુત્રી કોની છે અને તેનો ત્યાં કોણે અથવા શા કારણથી ત્યાગ કર્યો તેની કોઈનેજ માહિતી નહોતી પણ તેનું ઉજ્વળ વદન, તેના અંગની અસ્મિતા અને તેનું સુંદર સુકોમળ શરીર તે કોઈ ઉચ્ચ કુલવતી માતાની પુત્રી હશે એની સાક્ષી આપતું હતું. બાબુશેઠના આંખોના કીકીસમી એ બાળાની પ્રકૃતિ પણ આજે બગડેલી હોવાથી તેને હવાફેર માટે લઈ જવાની અત્યારે તેઓ તજવીજ કરી રહ્યા હતા. અને અર્ધાજ કલાકમાં તેઓનું પ્રયાણ પણ શરૂ થવાનું હતું. પણ એટલામાં મધુલતાની દાસી સુહાસીનીએ આવીને ત્યાં દિવાનખાનામાં બેઠેલા જાગીરદાર સાહેબને બે હાથ જોડી કહ્યું; "બાબુજી! મધુલતાના ઓરડામાં કોઈક લુટારાઓએ મોટું ધાધળ મચાવ્યું હોય એમ લાગે છે. આખો ઓરડો લોહીથી ચિકાર થઇ ગયો છે અને મધુબ્હેનની સાડીના ટુકડે ટુકડા થઇ તે ત્યાં જમીનપર પડેલી છે.. તથા ઓરડામાં બ્હેન નથી, તેમ તે ક્યાં ગઈ તેનો પણ પત્તોજ નથી!"

"કોણુ મધુઆળા નથી!" જાગીરદારે એકદમ પોતાની ખુરસી પરથી ઉભા થતાં પૂછ્યુ.

"જી નહિ; હુ આપને માટે આ કારી બનાવવા રસોડામાં ગઇ એટલામાંજ આ કોઇ ભયંકર અત્યાચાર થયો ,અને તેઓ કોણુ જાણે કયાં ગુમ થઇ ગયા." સુહાસીનીએ ઉત્તર આપ્યો !

"સુહાગીની ! તમો કહો છો કે ઓરડો આખો લોહીથી તર છે તો તે શું છે, શુ મધુનું કોઇ હરામખોરોએ ધાતકી રીતે ખૂન કર્યું છે કે તેને કોઇ અજ્ઞાત સ્થળે ઉંચકી ગયા છે, શું ધમાલ છે! આ આમ એકદમ મારી પુત્રીનું ખૂન શી રીતે થયું ! કોણે કર્યું ?"

"તે કોને ખબર, મેં તો આ જે નજરે જોયું તે આપને નિવેદન કરૂં છું." દાસીએ ઉત્તર આપ્યો.

"હાય ! હાય ! શુ ત્યારે મારી પ્યારી પુત્રી મધુનું ખૂન થયું ! હરિ ! હરિ ! એ અધમ કામ કોણે કર્યું ! અરે એ નિર્દોષ બાળાનો વધ કરવાની દુર્બુદ્ધિ કોને અને શા માટે થઇ !" જાગીરદારે શોક યુક્ત ઉદગાર કાઢયા અને તે સાથેજ તેમણે કહ્યું; ચાલ સુહાસીની ! મારી સાથે ચાલ, હમણાંજ મારી પુત્રીનું ખૂન કરનાર તે દુષ્ટોને હું તેમના પાપનો બદલો આપી દઉં ! તેઓ ગમે ત્યાં છુપાયા હશે ત્યાંથી શોધી કાઢી તેમને આ ક્રુર કર્મનું પ્રાયશ્ચિત અવશ્ય આપું અને મારી પુત્રીના મરણનો બદલો લઉં

"ધન ધામ વેચી આબરૂ દઇ સર્વ શીર–શરીરને,
ફોડીશ આ પટ પૃથ્વિના શોધીશ સરીતા નીરને,
સહુ ઔર, બ્રહ્માંડ નિહાળીને કરું જેર નક્કી વેરને,
ત્યારેજ શાંત થઇશ હું વાળીશ મારા વેરને."

ચાલ! દીવો લઇ મારી સાથે આવ!" જાગીરદારે ક્રોધમાં ઉત્તર આપ્યો અને તે સાથેજ પોતાના ટેબલના ખાનામાંથી એક પિસ્તોલ કાઢી પોતાની સાથે લીધી.

"બાપુશેઠ! ઓરડામાં જ્યાં ત્યાં લોહી લોહી પડેલું છે. ત્રણ મોટા મોટા છરા અને એક પિસ્તોલ ત્યાં પડી રહી છે એ આખો ઓરડો અસ્તવ્યસ્ત છે. તો ત્યાં તમોએ એકલા જવું એ ઠીક નથી;"

"સાહસ કરી નિજ દેહને ના વ્યર્થ ભયમાં નાખશો,
ના ક્રોધના આવેશમાં ઉદ્વેગ દીલમાં રાખશો.
તન વ્યર્થ આ ત્યાગ્યા થકી ધાર્યું કદી ફળતું નથી,
ભાવી પ્રબળ છે સર્વથા તે કોઇથી ચળતું નથી."

"નહિ નહિ સુહાસિની! જ્યારે મારી પુત્રી પોતાના ઓરડામાં દુઃખની ચીસો પાડી રહી છે, ત્યારે શું અહીં હું નપુંસકની માફક બેસી રહી તેને આવા દુખમાજ સડવા દઉં? તે કદી નહિ થાય, કદાચ મારી પુત્રીની શોધમાં મારા પ્રાણ પણ જશે તો તે કોઇ મોટી વાત નથી ચાલો. હવે જલદી ચાલો! એવો કયો નરાધમ પિતા હશે કે જે આવે વખતે પણ પોતાનો પ્રાણ વ્હાલો કરશે!

"સ્વજનના સ્નેહને છોડી, સકળના બંધનો તોડી
જીવન નીજ દેહમાં જોડી, ન યાચું પ્રાણ હું મારો!
કપાયે કંઠ દુહિતાનો, ધરૂં હું ધૈર્ય ત્યાં શાનો,
રહે સુખમાં શું શયતાનો, ભલે જીવ જાય ગોઝારો!"

બાપુશેઠ સત્વર ફાનસ લઇ મધુલતાના ઓરડામાં ગયાં. તેમણે ચારે દિશાએ બરાબર લક્ષપૂર્વક જોયું-તપાસ્યુ અને મનમાં નિશ્ચય

१२३४२



કર્યો કે અવશ્ય મધુલતાનું ખૂનજ થયું હોવું જોઇએ ! આજ દશામાં તેઓ પાછા દિવાનખાનામાં આવીને બેઠા. દિવાનખાનામાં તે સમયે શિશિરનાથ આવીને બેઠા હતા અને તેઓ બાબુશેઠની વાટ જોતા હતા કારણ કે શિશિરના પુત્ર સુબોધ જોડે મધુલતાના લગ્ન થવાના હતા, લગ્નને હજી બેચાર માસની વાર હતી અને તેજ વાતચિત કરવા તેઓ ત્યાં આવીને બેઠા હતા. બાબુશેઠે આજે તેમના ઉપર પણ લક્ષ આપ્યું નહિ. કારણ હવે તેમને સઘળો સંસાર સુનો લાગતો હતો! તેમના આત્માને જરાએ સ્વાસ્થ્યની ઝાંખી સરખી પણ થતી નહોતી. તેવાજ તપ્ત હૃદયે દિવાનખાનામાં જઇ તેમણે પોતાની ખુરસી ઉપર સ્થાન લીધું અને કહ્યું; "શિશિરનાથ! તમે કાલીચરણ સાથે કૃપા કરી હવે સ્વગૃહે પ્રસ્થાન કરો; કારણ કે મારા પર કંઇ ભાવીનોજ મહાપ્રકોપ થએલો ભાસે છે! હું આપને શું ઉત્તર આપું! મારી લાડકવાયી કન્યાનો કોઇ હરામીએ ઘાત કર્યો છે હાય! દૈવ!"

"અજબ છે ખેલ કિસ્મતના ભયંકર ભાગ્યનો પાંસો,  
થયો છું વૃદ્ધ ત્યાં પાછો જુલમ કિરતારનો આ શો?  
દુખી મુજનો વિસામો તું હતી બાપુ સુતા મારી,  
જઇને સ્વર્ગમાં નક્કી કટારી તેં મને મારી—"

એટલું બોલતાં તેમનું શરીર ઘુમી ગયું અને બેશુદ્ધ થઈ જમીન ઉપર ઢળી પડયા. શિશિરનાથે કેટલાક સાધારણ ઉપચારોથી તેમની મુર્ચ્છા ઉડાવી દીધી અને પોતે સ્વગૃહે પ્રસ્થાન કરી ગયા. જાગીરદાર પુનઃ મધુલતાના ઓરડા તરફ ગયો, ટાળું ખોલ્યું અને ઓરડામાં પગ મૂકયો; એક તરફ શુભ્ર ચાદર બિછાવેલા પલંગ પર લોહીના ટીપા

પડયાં હતાં. થોડાક છાંટાઓ ભીંત ઉપર, જમીન ઉપર અને આસપાસ પડેલી ટ્રંન્કો ઉપર ઉડયા હતા, મધુલતાની પહેરેલી સાડીના ટુકડા થઇ ગયા હતા અને તે તેવીજ હાલતમાં ઓરડામાં પડેલી હતી; ઓરડામાંથી રાયસાહેબે મોટેથી બુમ મારી; "રામનાથ! રામનાથ! આમ જો! દરવાજા પર સઘળા ભૈયાને મૂકી દે અને કોઇ પણ માણુસ બ્હારથી અંદર ન આવી શકે કે અંદરથી બ્હાર ન જાય તે પર લક્ષ આપ! જા! ચાલ્યો જા!" રામનાથના ગયા પછી રાયસાહેબે સુહાસિનીને પૂછ્યું; "સુહાસિની! આજ બેચાર દિવસ થયા મધુ ઉદાસ કેમ રહેતી હતી વારૂં, કશું તારા લક્ષમાં આવે છે ખરૂં?"

"નહિજી! મને ગઈ કાલેજ બ્હેનની ચોળીના ખિસ્સામાંથી એક પત્ર મળી આવ્યો છે, તે એમના હાથમાં આવ્યો ત્યારથીજ બ્હેન આમ ચિંતાતુરને ઉદાસ રહે છે. મુખ પણ તેવાજ ક્ષોભથી જાણે કષ્ટ વેઠતું હોય તેવુંજ, અને કવચિત કવચિત તેમના નેત્રમાંથી અશ્રુપાત પણ થતો હતો!"

"લાવ! તે પત્ર કયાં તારી પાસે છે?"

"હા! આ રહ્યો!" સુહાસીનીએ ઉત્તર આપ્યો અને તરતજ પોતાના ખિસામાંથી એક કવર કાઢીને રાયસાહેબના હાથમાં મુકયું.

"સુહાસિની! આ કવર ફાટયું કેવી રીતે, તે વાંચ્યો છે વારૂં?" રાયસાહેબે કાગળ આમથી તેમ ફેરવતાં પ્રશ્ન કર્યો અને અંદરથી કાગળ ખેંચી કાઢયો.

"નાજી! મધુલતા બ્હેનેજ તે ફાડ્યો હશે, કારણકે મેં તો નથી ફાડયો. મનેતો બ્હેને પોતાની ચોળી ધોવા આપી હતી તેના ખિસ્સા-

માંથી આ પત્ર મળી આવ્યો એટલે મેં લઇને મારા ખિસામાં મૂક્યો. પાછા આપવાની યાદ ન રહી એટલે કાગળ મારી પાસેજ રહી ગયો છે !" સુહાસિનીએ નિર્મળમુદ્રાએ જવાબ દીધો. રાયસાહેબે ઓરડો પુનઃ બંધ કર્યો અને દિવાનખાનામાં જઇ પત્ર વાંચવા માંડયો. પત્રમાં લગભગ પંદરેક દિવસ પહેલાંની તારીખ હતી. પત્ર નીચે પ્રમાણે હતો.

" મધુલતા !"

વિશેષ થોડા દિવસમાં પિતાજી આપણું ઉભયનું લગ્ન કરનાર છે. પરંતુ મને લખતા સંકોચ ઉપજે છે કે મારી ઇચ્છા તમારી સાથે સંલગ્ન થવાના લેશમાત્ર પણ નથી છતાં જો પિતાજી હઠાગ્રહી થઇ આ કાર્ય પાર પાડશે તો આપણો ઉભયનો જન્મ કલેશ કંકાશમાં વ્યતિત થશે. ખરૂ પુછો તો મારી ઇચ્છા સુહાસિની સાથેજ સંલગ્ન થવાની છે અસ્તુ. તમારો પરિચિત સુબોધકુમાર.

રાયસાહેબે બેચારવાર પોતે એ પત્રને ઉલટા સુલટી વાંચી જોયો. પોતાના ખિસામાંથી બીજા સુબોધના પત્રો કાઢયા અને તેના અક્ષરો મેળવી જોયા વળી ટેબલના ખાના માંથી એક ત્રીજો પત્ર કાઢયો. તે મધુલતાનો પોતાના ઉપરજ લખેલો હતો અને તેમાં પોતાના લગ્ન સુબોધ સાથે કરવાના સાફ ના પાડી હતી. રાયસાહેબે આ બધા પત્રો સાથે ઘડી કરી ટેબલના ખાનામાં મૂક્યા અને વળી શોક યુકત મુદ્રાએ ખુરસી ઉપર જઇ વિશ્રામ લીધો.



# પ્રકરણ—૩જું.

## ખુનીની તપાસમાં!



જેમ જેમ સમય જતો ગયો તેમતેમ રાયસાહેબની ભિતિ નિર્મૂળ થતી ગઇ. કલરવ કરતા મધુર પક્ષીઓ, આકાશમાં આમ તેમ દોડતા હતા. પ્રભાતકાળ થયો હતો અને સૂર્યભગવાનના બાલ કિરણો પૂર્વ ભાગપર શોભી રહ્યા હતા. અનિલની શીતલ લહેરો આવતા શરીર અપૂર્વ શીતલતાનો અનુભવ કરતું હતું પ્રભાતનો પ્રકાશ આવતાંજ રાયસાહેબ ઉઠયા અને પુનઃ તેમણે મહાલયમાં સર્વત્ર ફરીને મધુલતાની શોધ કરી, તેનો ઓરડો ઉઘાડી ત્યાં પણ પુનઃ તપાસ ચલાવી અંતે થાકી નિરાશ થઇ તેમણે દિવાનખાનામાં પગ મૂકયો. દિવાનખાનામાં કુલગોર ક્યારથી આવીને બાબુસાહેબની માર્ગપ્રતિક્ષા કરતો બેઠો હતો. બાબુસાહેબે તેના પ્રત્યે પણ લક્ષ સરખું પણ ન આપતા કાગળ લખીને રામચરણ નામના ભૈયાને ગોમતીગંજ તરફ રવાના કર્યો. પત્રમાં ગોમતીગંજના છુપી પોલીસ ખાતાના મુખ્ય અધિકારી પાસેથી પ્રસ્તુત ખુનમાં ખુની શોધી કાઢવાને માટે એક ડીટકટીવની યાચના કરી હતી. રાયસાહેબને દિગમુઢવત બેઠેલા જોઇ અંતે કુળગોરેજે તેમને પ્રશ્ન કર્યો; "મહાશય! હવે એક બે માસપર પુત્રીના લગ્ન હોવા છતાં

આપ કેમ આમ ચિંતામાં જણાઓ છો? શું કાંઇ પ્રકૃતિ અસ્વસ્થ છે વારૂ?"

"ના, ના!" ભદ્રનાથ ઉપાધ્યાને ઉત્તર આપતા રાયસાહેબ બોલ્યા, "વાત એમ છે કે ગઇ કાલે મધ્યરાત્રી પહેલાં મધુલતાનું કોઇ હરણ કરી ગયું છે અથવા તેનું ખુન થયું છે એટલે તેનોજ કશો પત્તો નથી. પછી લગનની તૈયારી શું કરવી રહી? પ્રભુ અનુકુળ હશે તો ભવિષ્યમાં સઘળું થઇ રહેશે."

રાયસાહેબના શબ્દો સાંભળતાંજ ઉપાધ્યા પોતાને પંથે પડયા. બે ઘડી અવકાશ પછી ગોમતીગંજના પોલીસ અધિકારીઓએ આવી મધુલતાના ઓરડાની તપાસ કરી, પોતાની કાર્યપ્રણાલીકા પ્રમાણે રિપોર્ટ ઘડી કાઢયો અને જતી વખતે રાયસાહેબને ઉદ્દેશીને કહ્યું; મોહનરાવ! અમારા કાયદા પ્રમાણે આ છરા અને બંદુક આદિ શસ્ત્રો અમારે જપ્ત કરવાં જોઇએ, છતાં ગોમતીગંજના સી. આઇ. ડી. ખાતાના ગુપ્ત પોલીસદૂતને આ કાર્ય સોંપવામાં આવનાર હોવાથી અમે આજે તેનો કશોજ કબજો મેળવ્યો નથી. બહુધા એ અધિકારી આજ રાત્રીએ તમારી સેવામાં ઉપસ્થિત થાય એમ સંભવ છે માટે આ ઓરડામાંથી કોઇપણ સાહિત્ય તમે લઇ લેશો નહિ અથવા તેને જ્યાં પડેલાં છે ત્યાંથી ઉઠાવશો નહિ."

આટલી સૂચના આપી પોલીસ અધિકારીઓ પોતાને પંથે પડયા. બીજી તરફ ભદ્રનાથ ઉપાધ્યાય પણ પોતાના નિવાસ ભવન પ્રતિ પ્રસ્થાન કરી ગયો. એટલે રાયસાહેબ કેવળ એકલા પડયા. દિવાનખાનાની આ ભયાનક નિર્જનતા તેમને વધારે સંતાપવા લાગી અને મધુલતાનું સ્મરણ તેમના નયનમાં અધિક અધિક વેગથી અશ્રુપ્રવાહ આણવા તત્પર

થયું. મધુલતાની દાસી સુહાસિની એક દાસી હતી છતાં તેના ઉપર જાગીરદારને અપ્રતિમ પ્યાર હતો પરંતુ આ ઘટના થયા પછી તેમાં એ અતિશય પરિવર્તન થઇ ગયું. તેને દ્રષ્ટિએ નિહાળતાંજ રાયસાહેબ અધિક ક્રોધગ્રસ્ત થઇ જવા લાગ્યા. અને તેમનો સંતાપવૃદ્ધિ પામવા લાગ્યો. સુહાસિના જાગીરદારની સાળીની પુત્રી હતી પરંતુ તે જાગીરદારને ત્યાં દાસીનું કામકાજ કરતી હતી. સુહાસિનીના માતાપિતાને ઉત્તરાવસ્થા પ્રાપ્ત થયા પછીજ બે પુત્રીઓની કિરતારે બક્ષાસ કરી હતી. તેમાંએ વડીલ પુત્રીનું અવસાન થયું હતું અને સુહાસિની એકલીજ આયુષ્યવતી રહેવા પામી હતી. સુહાસિનીપર રાયસાહેબને પોતાની પુત્રી જેટલોજ પ્યાર હતો અને મધુલતા પણ સુહાસિની ઉપર વિલક્ષણ પ્રેમ વરસાવતી હતી. સુહાસિની પણ મધુલતાને માટે પ્રાણાર્પણ કરવા એ તૈયાર થતી હતી! જાગીરદાર સાહેબના ગૃહકાર્યનો સઘળો વહીવટ સુહાસિનીનાજ હસ્તમાં હતો તે એટલે સુધી કે કોઈ જૂના નોકર ચાકરોને રજા આપવી હોય અથવા નવીન અનુચરોને રાખવા હોય તો પણ રાયસાહેબ તેની સલાહ લેતા હતા પરંતુ જ્યારથી દુહિતાવધનો આ પ્રસંગ બન્યો ત્યારથી રાયસાહેબના નેત્રોમાં સુહાસિનીને જોતાંજ જાણે વિષસાગરમાં ભરતી આવવા માંડતી. આ શંકાનું પ્રધાન કારણ સુબોધકુમાર તરફથી જે પત્ર લખવામાં આવેલો તેજ હતો. તેમાં સુબોધે મધુલતાને પોતે સુહાસિની સાથે સંલગ્ન થવા ચાહે છે એવો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો હતો અને તેથી તેણેજ મધુનો વધ કરાવ્યો હોવો જોઇએ. એવી તેમના હૃદયમાં દૃઢ આશંકા ઉત્પન્ન થઈ હતી.

" જે સર્પ કેરા બાળને પય પાઇ પોતે પાળશે,
પણ સર્પ તે દઇ ડંશને ઉપકાર બદલો વાળશે,

સિંહબાળ સાથે ખેલતાં જન સિંહ જેવા હોય છે,
થંઇ ભક્ષ તોપણ સિંહનો તે પ્રાણ અંતે ખોય છે."

આ ને આ વિચારસાગરમાં ગોથાં ખાતા રાયસાહેબે દિવસ પૂર્ણ કર્યો. રજનીનો આરંભ થયો. જોતજોતામાં વિભાવરીનો વિસ્તાર વધારે થવા માંડયો. બંગલો સામસુમ થઇ ગયો. માત્ર એકજ ઓરડામાં દિવેલના શાંત દિપક પાસે રાયસાહેબ વાંચતાં બેઠા હતા, એટલામાં તેમના વાંસાપર પાછળથી કોઇએ હાથ મૂકયો. પીઠને હસ્ત સ્પર્શ થતાંજ રાયસાહેબ છ બારની ભરેલી પિસ્તોલ લઇ ઉભા થઇ ગયા અને પીઠને સ્પર્શ કરનારની સામે બરાબર તાકીને કહ્યું; " તમે કોણ છો ? અને આ ભયાનક રાત્રીએ મારા બંગલામાં આવવાનું શું પ્રયોજન છે ? "

રાયસાહેબના પ્રશ્નના ઉત્તરમાં તે આંગતુક વ્યક્તિએ એક પત્ર કાઢી તેમના હાથમાં મૂકયો અને કહ્યું; " મહાશય ! હું આપ શ્રીમાનના નિમંત્રણથીજ અત્રે ઉપસ્થિત થયો છું. આ પત્ર વાંચો એટલે આપની સર્વ શંકાઓ નષ્ટ થશે અને હું કોણ છું તેની આપને પ્રતિતિ થશે. "

"એમ નહિ થાય ! હું જાણું છું કે જ્યારે શત્રુઓ પોતાના દુશ્મન ઉપર હુમલો કરવા ઇચ્છે છે ત્યારે તેઓ તે માણસને કાગળ વાંચવામાં અથવા બીજે અનેક પ્રકારે ગફલતમાં નાંખે છે અને સામો મનુષ્ય એ પ્રમાણે કોઇ કામમાં પડે છે કે તરતજ તેઓ તેનું ખૂન કરે છે ! માટે કવર ફાડી પત્ર બહાર કાઢી ખોલીનેજ મને આપો, અને જ્યાં સુધી હું પત્ર વાંચનનું કાર્ય પૂર્ણ ન કરૂં ત્યાં સુધી આમને આમજ ઉભા રહો. જો, જરાપણ હાલ્યા ચાલ્યા તો તત્ક્ષણેજ આ પિસ્તોલથી ગોળી છૂટશે ! "

"દગાના દાવને દુષ્ટો ઘણી રીતથી રચી જાણે,
ભયંકર ભોંય ખડકોમાં નરાધમ તે ભમી જાણે.

અમાશે શુભ્ર આકાશે ધવલ ચંદ્રા બતાવી દઈ,

વખત આવે પીશાચો તે જગત સહુને નમી જાણે."

તે મનુષ્યે પત્ર કાઢી આપ્યો અને રાયસાહેબે તે બેચારવાર વાંચ્યો. વારવાર પેલા દૂતના મુખનું અવલોકન કર્યું અને પોતાની પિસ્તોલ નીચે મૂકી દઈ શાંત મુદ્રાએ એક ખુરસી આગળ ખેંચી તેના પર તેને બેસાડયો. સામે પોતે પણ બેઠા અને શાંત વાણીથી તેને પ્રશ્ન કર્યો; "તમારૂં નામ મધુકર છે નહિ વારૂં ? આ પત્રપરથી જણાય છે કે તમે ડીટેક્ટીવ ખાતાના અધિકારી છો. અને તમને મધુલતાના ખુન કેસ માટે અહીં રોકવામાં આવ્યા છે !"

"જી હા ! મારૂં નામ મધુકર છે, જ્ઞાતે કાયસ્થ હિંદુ છું અને અહીં એજ કાર્યમાં મારી નીમણુક કરવામાં આવી છે. હવે આપે મને જે ઓરડીમાં ખુન થયું હોય તે ઓરડો બતાવવો જોઇએ અને તે સબંધી જેટલી તમને હોય એટલી માહિતી પણ મને આપવી જોઇએ !"

"તમે ગોમતીગંજથી ક્યારે આવ્યા ?"

"હું ગોમતીગંજથી તો આજે આઠ માસ થયા દૂરજ રહ્યો છું. અત્યારે લાહોરમાં એક એવાજ કેસની તપાસમાં મને રોકવામાં આવ્યો હતો. તે કેસ સફળતાથી પાર પડતાંજ મને આ કાર્ય સોંપવામાં આવ્યું છે. અત્રે તો હું અત્યારેજ આવ્યો અને જેઓ આવ્યો તેરોજ તમારી સમક્ષ ઉપસ્થિત થયો."

"મધુલતાના ખૂનના સંબંધમાં તમારી શું કલ્પના છે ? તમને એમ લાગે છે કે ખૂનીઓ અવશ્ય પકડાશે ?"

"જો ખુનીઓ આ સૃષ્ટિમાં વિદ્યમાન હશે તો તો તેને પાતાળમાંથી પણ પકડી કાઢી શિક્ષા કરવામાં આવશે."

"હશે પાતાળ સાગરમાં, છુપાયા પ્હાડ કે ઘરમાં,
ભરાશે સર્પના દરમાં, છતાં આ સિંહ પાછળ છે.,
દીવાલો દૂર્ગની તોડી, જીવન જલ્લાદના ફોડી,
દશે દિશમાં શકું દોડી, અજબ આ હાથમાં બળ છે."

" ખુનીઓ જીવતા તો હોવાજ જોઇએ કારણ કે પોતે માંહોમાંહે કલેશ કરીને કપાઈ મરે એટલા તેઓ મૂર્ખ હોતા નથી."

"ઠીક; તે સિવાય એ સબંધમાં જે જે હકીકત હોય તે મને વિસ્તારપૂર્વક કહો એટલે એમાંથી ઘણાં અનુમાનો નીકળી શકશે."

આ સાંભળી રાયસાહેબે ખુન સબંધમાં પોતાને જે જે માહિતી હતી, તે સઘળી મધુકરને કહી. તેણે શાંતીપૂર્વક સઘળું સાંભળી લીધું અને પછી જાગીરદારને પ્રશ્ન કર્યો; "રાયસાહેબ! મધુલતાના જે યુવક સાથે લગ્ન થવાના હતા તે યુવક આપને કાંઇ સ્નેહી થાય છે? અથવા કોઈ બીજી રીતે કોઇપણ પ્રકારે તમારો એમનો સબંધ છે ખરો?"

"ના, શિશિરનો પુત્ર સુબોધ અમારો કોઇપણ પ્રકારનો સ્નેહી સંબંધી નથી. પરંતુ વાત એવી છે કે મારી પત્નિએ મધુલતાના નામ પર પોતાની દસ લક્ષ રૂપીઆની મિલ્કત એવી શરતે કરી આપી છે કે જો મધુલતા સુબોધ સાથેજ લગ્ન કરે તો તેને એ મીલ્કતમાંથી એક પાઈ પણ આપવી નહિ અને તે સઘળી મિલ્કત રીતસર મારેજ સ્વાધીન કરવી, પરંતુ મધુલતા બીજા કોઇ પણ સુયોગ્ય યુવક જોડે લગ્ન કરે તો ઉપલી સઘળી મિલ્કતનો અધિકાર તેને સોંપવો. આ પ્રમાણેનું તે વીલ છે. મારી પત્નિ અત્યારે તો હયાત નથી. મૃત્યુ પત્રમાં આવી વિચિત્રતા એટલા માટે છે કે સુબોધને મારી પત્નિ સાથે દ્વેષ હતો અને તેટલા માટેજ મારી પત્નિ મધુ સુબોધ સાથે

મરણે એ ઇચ્છતી ન હતી. પરંતુ મારી ઇચ્છા સુબોધ અને મધુલતાનાજ લગ્ન કરવાની હતી. તેઓમાં પરસ્પર પણ એક બીજા માટે બહુ પ્રેમ હતો અને તેથીજ મેં તેમનું લગ્ન કરવું એવો નિશ્ચય કર્યો હતો. વળી વીલમાં એવી પણ કલમ છે કે જો મધુલતા મરણ પામે અને સુહાસીની સાથે સુબોધ લગ્ન કરે તો આ સઘળી મિલ્કતનો માલીક સુબોધજ થાય. સુહાસીની એ મારે ત્યાં દાસીનું કામ કરે છે પણ ખરી રીતે તે દાસી નથી મારી સાળીની પુત્રી છે."

" વારૂં, હવે ખુની તરીકે તમને કોનાપર શંકા જાય છે ?"

" મને સુબોધ કુમાર અને અમારી સાળીની કન્યા સુહાસિનીપરજ શંકા છે."

" એ વ્યક્તિઓપર શંકા લઇ જવાનું તમને શું પ્રયોજન છે !,,

" મને સુબોધ તરફથી મારી પુત્રીપર લખાએલો એક પત્ર મળ્યોછે, તે પત્રમાં સુબોધ પોતેજ મધુલતા સાથે પરણવાની ના ખુશી બતાવે છે અને સુહાસીની જોડે પોતાને પ્રેમહોવાનું જણાવેછે."

" બસ આથીજ તમે એ ઉભયને ગુન્હેગાર ધારોછો કે, બીજું પણ કાંઇ સમર્થ કારણ તે માટે વિદ્યમાન છે ?"

" નહિ, બીજું કાંઇ નથી ! "

" વારૂં ચાલો ત્યારે હવે મને જે ઓરડામાં આ ખૂન થયું હોય તે ઓરડો બતાવો , તે પરથી પણ ખૂનના સંબંધમાં ઘણાંજ યોગ્ય અનુમાનો થઇ શકશે."

" હા ચાલો," કહી બાબુસાહેબ ઉઠયા અને મધુકરને સાથે લઇ જે ઓરડામાં મધુલતાનું ખુન થયું હતું તે ઓરડા તરફ પ્રસ્થાન કર્યું. ઓરડાનુ તાળું ઉઘાડતાંજ બન્ને અંદર ગયા અને આમ તેમ અવલોકવા લાગ્યા.

# પ્રકરણ ૪ થું.

## આ ખરૂં કે તે!



મધુલતાવાળા ઓરડામાં પગ મૂકતાંજ મધુકરના હૃદયની ગ્લાની ઉડી ગઇ. પ્રવાસના શ્રમથી તેનું મુખ નિસ્તેજ થયું હતું, અને નેત્રમાં શ્રમ તથા ઉષ્ણતાથી ઝળઝળીયાં ભરાઇ આવતાં હતાં. આ સઘળો પ્રકાર પલકભરમાં નાશ પામી ગયો અને તે શાંત ચિત્તે આમથી તેમ અવલોકવા લાગ્યો. ઓરડામાં ભિંત ઉપર, નીચે જમીન પર અને છત્રપલંગપર બધે રક્તના પુષ્કળ ડાઘા પડયા હતા. એક બાજુએ ખુણામાં મધુલતાની સાડી ફાટી તૂટી દશામાં પડેલી જણાતી હતી. બીજી બાજુએ પલંગ પર બે છરા અને નીચે એક ખાલી પિસ્તોલ પણ પડેલી હતી. આ બધું જોઇને મધુકરે આશ્ચર્યથી રાયસાહેબને પ્રશ્ન કર્યો, "બાણુસાહેબ! શું ખુન થયુંજ છે એમ આપની પાકી ખાતરી છે ખરી વારૂં?"

"અલબત્ત મધુકર! એમાં શો સંદેહ છે? મારી પુત્રીની પ્રાણહાની થઇ છે એ નક્કીજ છે, તેમાં તો કશીએ શંકા નથી."

"જો આમજ છે ત્યારે આપને મારી શી જરૂર છે; ખુન થયું છે એ તો આપ પણ કહી શકો છો ને?"

હા; પણ એ ખુનમાં સુબોધકુમારજ અંગભૂત છે એ વાત સાબીત કરી મારા વિશ્વાસનો એ નરાધમે ભંગ કર્યો છે, તેને શિક્ષા કરાવવાજ મને આપની જરૂર છે!"

" રાયસાહેબ ! ખરી રીતે જોતાં તમારી પુત્રીનું ખુન થયુંજ નથી અને કદાચિત્ થયું હોય તો તેમાં સુબોધકુમારનો કશો પણ દોષ નથીજ એ હું તમને ખાત્રીપૂર્વક કહું છું. મારી તો પાકી ખાતરી થઇ ગઇ છે કે એ તો બિચારો તદન નિર્દોષજ છે, તેમજ આપની સાળીની પુત્રી પણ તદન નિર્દોષ છે. આ જે બે છરાઓ અત્રે પડેલા છે તે પર પણ જુઓ સુબોધકુમારનું નામ આલેખેલું છે. "

" એ ઉપરથીજ સુબોધકુમાર ખુની છે એ સાબીત થવાને માટે પુરતો પુરાવો છે. "

" બાબુસાહેબ ! એજ બતાવી આપે છે કે સુબોધબાબુ તદન નિર્દોષ છે ! જાગીરદાર સાહેબ ! જરા વિચાર તો કરો કે જે મનુષ્ય ખરેખરજ ખુની હોય તે ખુનને માટે પોતાનું નામ અંકિત કરેલો છરો વાપરે ખરો ? અને વળી સુબોધકુમાર જેવો સુશિક્ષિત પુરૂષ તે આવી બાલીશ ભૂલ પણ કરે કે ? આથીજ જણાય છે કે તે માત્ર દોષ વિહિન છે છતાં તેને દોષીત સાબીત કરવા માટેજ આ ઇરાદાપૂર્વક દંભ કરવામાં આવ્યો છે ! "

" કદાચ તમારી માન્યતા પણ ખરી હોવા સંભવ છે, પરંતુ મને તો અવશ્ય એના ઉપરજ શંકા છે કે એણેજ આ ખુન કર્યું હોવું જોઇએ ! "

" બાબુજી ! ખુન થયું હોય એ પણ મને તો શંકા ભરેલુંજ લાગે છે, કારણ કે ખુન થયા પછી ખુનીઓ હથિયાર મૂકીને ન્હાસી જાય એ બનવા જોગજ નથી. વળી આ છરાઓ જો મારામારીમાંજ વપરાયા હોય તો તે આમ સીધેસીધા શી રીતે પડી રહેવા પામે ? મારામારી થયા પછી તો તે ગમે તેમજ

પડેલાં જોઇએ તેને બદલે કોઈ માણસે જાણી જોઇને મૂકયા હોય તે પ્રમાણેંજ તે મૂકવામાં આવેલાં છે. વળી ખુનીઓ ખુન કરે તો પછી મધુલતાની સાડી આમ ફાટીતૂટી થઇને ખુણામાં નહિ પડે! ખુન કરતા શરીરપરના વસ્ત્રો આવી રીતે ફાટે એજ અશકય છે. વળી આ ભિંતોપર લોહીના ડાઘા પડયા છે, તે પણ શી રીતે પડે? એક તો અબળા-છોકરી, અને તે પણ શ્રીમંત ગૃહસ્થની! તે ખુની સાથે મારામારી કરે અને તેના વડે આમ ચારે બાજુએ લોહી ઉડે એ અશકય નથી તો બીજું શું છે! વળી જૂઓ! અહીં આ રકતના પગલાં છે અને તેમાં સાફ સ્ત્રીના અલંકારો પણ પડેલાં છે."

"આ લોહીના પગલાં જુઓ અબળાતણા દેખાય છે,
ગજ ગામિની જાણે ધીમા નિજ મંદ ચાલે જાય છે.
રહી લોહીની ધારા વહી છાટાં પડયા સગળે ગળી,
તેમાં જણાયે છે જુઓ પગના અલકારો વળી."

"એથી પણ ખુનની સાબીતીજ થાય છે ને!" રાયસાહેબે જવાબ આપ્યો.

"ના; એથીજ ખુન નથી થયું એમ સાબીત થાય છે, કારણકે અહીંથી તમારી કન્યાને કાંતો ઉંચકી જવામાં આવી હશે, ઘસડી જવામાં આવી હશે કે કાંતો તેને મારી તેનું શબ લઇ જવામાં આવ્યું હશે પણ. આમાંથી એકપણ બાબત બની હોત તોએ તેના પગના બારણા સુધી બહાર જતાં સીધા પગલાં પડે એ બનતજ શી રીતે? માટે મને તો ચોકકસ લાગે છે કે આ માત્ર દભજ કરવામાં આવ્યો છે અને તમારી પુત્રી અવશ્ય આયુષ્યવતી છે." એમ કહી મધુકરે પોતાની પાસે રાખેલી ચામડાની બેગ ઉઘાડી બારીમાંથી બહાર

ઉડાવી તેમાંથી કોઇ વસ્તુ નીચે નાંખી દીધી હોય તેમ કર્યું ? અને તત્‌ક્ષણેજ રાયસાહેબને પ્રશ્ન કર્યો, "બાબુસાહેબ ! આ બધી ઓરડાની વસ્તુઓ તો જેમ પડેલી હતી તેમની તેમજ હતી કે તમે કશો તેમાં મને અત્રે લાવ્યા પૂર્વે ફેરફાર કર્યો હતો ?"

"ના ના; જરાએ ફેરફાર થયો નથી અને તેટલા માટે તો મેં આ ઓરડાને ટાળું મારી રાખ્યું હતું." રાયસાહેબે ઉત્તર આપ્યો. બંન્ને જણા પુનઃ ત્યાંથી દિવાનખાનામાં આવ્યા અને પ્રથમની જગ્યાએ બેઠા. કિંચિતવાર રહી રાવસાહેબે પુનઃ મધુકરને પ્રશ્ન કર્યો, "ત્યારે મધુકર ! તમને આખુનમાં સુબોધકુમારનો કશો હસ્તાક્ષેપ નથી એવી શંકા થાય છે નહિ વારૂ ?"

"બેશક; શંકાજ નહિ પણ મને તો એમ અવશ્ય ભાસે છે કે આ ખુન થયુંજ નથી અને કદાચિત માનો કે ખુન થયું હોય છતાં તેમાં સુબોધકુમારનો તો કશો પણ હાથ નથી નથી ને નથીજ. તે સિવાય તમને એકવાત પુછવાની આવસ્યકતા છે. સુબોધકુમારનો તમારી પુત્રીપર જે પત્ર આવ્યો તે પહેલાં તમને એમ લાગતું હતું ખરૂં કે તે મધુલતાને બિલકુલ ચ્હાતો નથી ?"

"ના; તે પહેલાં તો તેવું કશું એ નહોતું. ઉલટું મારા કરતાં પણ તે મધુલતાને કેટલીકવાર વધારે સ્નેહથી બચાવી લેતો હતો. પણ લગ્નના દિવસો જેમ જેમ પાસે આવતા ગયા તેમ તેમ તે ઘણો ઉદાસ જણાવા લાગ્યો અને તેનો મધુલતાપર પ્રેમ ન હોય એમ મને પણ ખાતરી થઇ; અને એજ સમયમાં મધુલતા પણ એવીજ ઉદાસીન લાગતી હતી. પરંતુ તેનું કારણ તો હવેજ માલમ પડી આવ્યું. સુબોધકુમારે પોતે મધુલતાને ચ્હાતો નથી એવો જે મધુલતા પર પત્ર લખ્યો હતો તેથીજ એ ઉદાસ રહેવા લાગી હતી એમ સાફ થાય છે ?"

"જેમ એવો સુબોધકુમારના નામનો પત્ર મધુલતા ઉપર આવ્યો તેવોજ મધુલતાનો પત્ર સુબોધબાબુ પર ના ગયો હોય એનો શો પુરાવો છે, અને તે બંન્ને પત્રો બનાવટી હોઇ તે ઉભય વ્યક્તિઓમાં દ્વેશ કરાવવા માટેજ આલેખાયેલાં હોય એ પણ બનવાજોગ છે. વારૂં; એ પત્રના અક્ષરો સુબોધકુમારના બીજા પત્રો જોડે મળતા આવે છે ખરા ?"

"હા; જૂઓ; આ સુબોધ બાબુનો પત્ર તથા આ તેના બીજા હસ્તાક્ષર." એમ કહી રાયસાહેબે તે બધાં પત્રો મધુકરના હસ્તમાં આપ્યા. મધુકરે તે પત્રો જોયા, તેને વીંટો વાળી પોતાની બેગમાં મૂક્યા અને કહ્યું, "જુઓ રાયસાહેબ ! આ હસ્તાક્ષરો મળતા આવે છે એ પણ માત્ર તમારો ભ્રમજ છે હોં ! કારણકે આ પત્ર લખનારાઓ જરૂર ભિન્ન ભિન્ન માણસોજ હોવા જોઇએ. જો મધુલતા મરણ પામે અને સુબોધ સાથે સુહાસીનીના લગ્ન થાય તો સઘળી મિલકત સુબોધને મળે એવી વીલમાં કલમ છે અને તેપરથીજ તમોને એવું અનુમાન કરવાનું કારણ મળે છે કે સુબોધેજ આ ખુન કરાવ્યું હશે. પણ હું તેમ માનતો નથી સુબોધ જેવો શિક્ષીત માણસ આ પ્રમાણે પાપ કરવા તૈયાર થાય તે બની શકે એમ નથી. પણ વારૂં, મને બીજી એક શંકા છે. સુહાસિની અને મધુલતા બંને જો લગ્ન થયા પહેલાં મરણ પામે તો આ સઘળી મિલકતનો વારસ કોણ થાય વારૂં !"

"ત્યારે તો સઘળી મિલકત મારીજ પાસે રહે એમાં કાંઇ સંદેહ નથી."

"અને તમારી મિલકતનો વારસ કોણ છે ?"

"ચંદ્રકુમાર નામનો મારો ભાઇ આજ ઘણાં વર્ષ થયા મારાથી

જુદો રહે છે અને તેને નરેન્દ્ર નામનો એક પુત્ર પણ છે તેજ આ સઘળી મિલ્કતનો ધણી થશે. હાલમાં નરેન્દ્રની વય પચ્ચીસેક વર્ષની હશે!"

"તમોએ નરેન્દ્રને જોયો છે!"

"ના અમારા બન્ને ભાઇ વચ્ચે સારો મેળ ન હોવાથી અમો પરસ્પરના મુખ પણ જોતા નથી!"

"ત્યારે તમો તેને તમારી મિલ્કતનો વારસદાર પણ શાનોજ બનાવો!"

"મહાશય! હું એવો કુલદ્રોહી નથી કે જેથી છતાં મારા ભત્રિજાને મૂકી હું પારકાને મારી મિલ્કતનો વારસદાર બનાવી દઉં, મેં પણ વીલ કરી તેનેજ મારો ઉત્તરાધિકારી ઠેરવ્યો છે અને તે વિલ રજીસ્ટર પણ કરાવ્યું છે." આટલા શબ્દો બોલાય છે તે પહેલાં ત્યાં એક અદ્ભુત કુતરો ધસી આવ્યો અને તે મધુકર સાથે વિચિત્ર પ્રકારનો ગેલ કરવા લાગ્યો, કે તેજ ક્ષણે મધુકર ઉભો થઈ ગયો અને તેણે રાયસાહેબને ઉદ્દેશીને કહ્યું; "રાયસાહેબ તમો જરા મારી સાથે આવશો?"

"કયાં જવું છે? આવી ભયાનક રાત્રીએ આ અરણ્યમાં આવા વિષમ વખતમાં ફરવા જવું એ ઠીક નથી, પરંતુ જો આપને કશી ખાસ આવશ્યકતા હોય તો હું આવવા તૈયાર છું."

રાયસાહેબનો ઉત્તર મળતાંજ મધુકરે પાસેની બારી ઉઘાડી કે ત્યાંથી પેલો કુતરો નીચે કુદી પડયો. તેની પાછળ મધુકરે ભુસ્કો માર્યો અને પાછળજ રાયસાહેબે તેનું અનુકરણ કર્યું.

મહાલયની પાસેથીજ વિશાળ અરણ્ય પ્રદેશ વિસ્તરેલો હતો વૃક્ષોની ઘટાઓ અને તેમાં વળી ભીષણ અંધકાર! એટલે દેખાવ તો એવો

ભયંકર લાગતો હતો કે જાણે સાક્ષાત યમદેવેજ સૃષ્ટિસ્વરૂપ ધારણ કરી ત્યાં નિવાસ કર્યો હોયની ? આવા ભયાનક સ્થળમાં પણ મધુકરને જરાએ ભિતિ નહોતી. તેણે પોતાનુ ચોર ફાનસ કાઢયું અને ત્યાંથી સીધો પ્રકાશ નાંખી તે બોલ્યો, " જૂઓ ! સાહેબ ! તમને કશું સામે દેખાય છે વારૂં ? "

" હાં, કંઇક છે ખરૂં ! " રાવસાહેબે ઉત્તર આપ્યો.

" ચાલો ત્યાંજ ચાલો. " એમ કહી મધુકર તેમને એ જગ્યાએ લઇ ગયો. તે દેખાવ જોતાજ મોહનરાય ભયથી થરથર કંપવા લાગ્યો. ત્યાં એક અબળાની મૃતક દેહ પડેલી હતી અને તેના અંગ ઉપર મધુલતાએ પહેરેલાંજ બધા અલંકારો હતા. મોહું છરીના ઉંપરાઉપરી આઘાતથી ચુર્ણવિચુર્ણું બની ગયું હતુ. રાયસાહેબે એ દેહને ઓળખી કાઢી ! તે પોતાની પુત્રી મધુજ હતી ! તેમના મુખપરના ફેરફારો જોઇ મધુકર બોલ્યો, " મોહનરાવ ! આજ તમારી પુત્રી મધુલતા ! "

" હા ! હા ! આજ મારી મધુ ! " રાવસાહેબે રડતે અવાજે ઉત્તર આપ્યો ! ! !

" લડાવી લાડ લાખોમેં પ્રિતી રાખી બહુ પાળી
ગઇ એ બાલિકા અંતે જીવન ઉદ્યોગને ટાળી,
જીવન મારૂં, હજી કન્યાતણું શબ આ પડેલું છે,
અરે ! શું દૈવ ! તે મારૂં નસીબ આવું ઘડેલું છે."



# પ્રકરણ ૫ મું.

## અરે ! આતો મારીજ પુત્રી.



વ રસાદના દિવસો હતા. ચારે પાસ ઘોર અંધકાર પ્રવર્તેલો હતો અને વળી રાત્રીનો ભયંકર સમય ! એ જોતાંજ રાયસાહેબનું હૃદય ભયથી થરથર કંપવા લાગ્યું. તેના નેત્રો સમીપ અંધકાર આવી ગયો અને તેણે મોટે સાદે મધુકરને ઉદ્દેશીને કહ્યું; " મધુકર ! મધુકર ! આજ તે મારી પ્રિય પુત્રીનો દેહ છે. અરે ! આજ તેની પ્યારી નિલમયુકત મુદ્રા છે ! આ તેનો નવસર હાર ! અને આજ તે અલંકાર ! હાય ! ખુનીઓએ કેવો ભિષણ જુલમ કર્યો છે ! "

" સીતમ વરસાદ વરસ્યો છે જુલમ જલ્લાદનો જોયો,<br>
બળી તેમાં પડી મારી સુતાએ પ્રાણ છે ખોયો.<br>
સહી સંકટ બધાં શરીરે મરીશ મુજ વૈરને સાટે.<br>
ખુનીને ખૂનનો બદલો દઇશ મારી સુના માટે ! "

રાયસાહેબના નેત્રોમાંથીફરી અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો. તેની સાનભાન જરાએ ઠેકાણે રહી નહિ. જાણે તંદ્રામાં મસ્તિક ઘેરાતું હોય તેમ લાગ્યું, પણ એટલામાં મધુકરના પ્રશ્ને રાયસાહેબને જાગૃતિ આણી; " રાયસાહેબ ! " મધુકરે પૂછ્યું, " શું આપ બરાબર

ઓળખી શકો છો આ તમારી પુત્રીનોજ દેહ છે ! જુઓ ! જૂઓ ! બરાબર લક્ષ રાખી તેને ઓળખો ! હું ધારૂં છુ કે સંતાપથીજ તમને તે દેહ તમારી પુત્રીનો હોય એમ માલમ પડતું હશે ! "

" ના ના; અરે આ તેનાજ શરીરના અંલકારો પણ છે ને પછી એમ શા માટે ધારવું કે આ દેહ મારી પુત્રીનો નથી અન્ય કોઇનો છે ! "

" પણ ત્યારે તમે ફક્ત અલંકારો પરથીજ એમ કહો છો ને કે આ દેહ તમારી પુત્રીનો છે કે તે સિવાય બીજી પણ તમને કશી ખાત્રી છે ! એમ ધારો કે આ અલંકારો તેની દેહ પર નહોત તો પછી તમે પારખી શકત ખરા કે આ દેહ તમારી બાળાનોજ છે? "

" વખતે તેમ કહેવું જરા મુસ્કેલ થઇપડતખરૂં, પરંતુ આ અલંકારોથી મારી બધી શંકાજ દૂર થઇ ગઇ,, રાયસાહેબે મધુકરને ઉદ્દેશીને કહ્યું, પરંતુ તે પછી તરતજ તેમના હૃદયમાં શોકની એવી તો ભરતી આવી કે તેમને જાણે ખૂનીઓ સમીપમાં હોય તો તેમને જ મીનમાં દાટીજ દેવા એમ લાગ્યું.

" રાયસાહેબ ! જો આઅલંકારો તમારી પુત્રીનાજ છે ત્યારેતો અવશ્ય તે હજી આયુષ્ય વતિ છે, કારણકે ખુનીઓ ખુન કર્યા પછી તે સંતાડવા પ્રયત્ન કરે કે ખુન ખુલ્લું પાડવાના દેખાવો કરે! પરંતુ આ તો તમારી પુત્રીનું ખુન થયુંજ છે એવું બતાવવાનોજ ખાસ પ્રયત્ન કરવામાં આવેલો જણાયછે ! વળી જો ખુનીઓએ તમારી કન્યાનો આત્મનાશજ કર્યો હોય તો તે આ બહુ મુલ્ય અલંકારો ને પણ આમ છુટા ન રહેવાદે એ પરથી મને લાગે છે કે મધુલતા અદ્યાપી પર્યન્ત જીવંત હોઈ કોઇપણ સ્થળે તેને સંતાડવામાં આવીછે ? "

" મધુકર ! આ શબ અહીં પડેલું છે તે પરથી કદાચ ખુન મારી પુત્રીને મહાલયમાંથી ઉડાવી લાવ્યા પછી અહીંજ થયું હોય એમ પણ બને ! હવે એ દેહને અગ્નિ સંસ્કાર તો આપવોજ જોઇએ ને !" રાયસાહેબે પ્રશ્ન કર્યો એટલામાં નિશાચાર જેવો ભયંકર શબ્દ કરતો પેલો કુતરો ત્યાં આવી પહોંચ્યો. તેનું પ્રચંડ શરીર જોતાંજ રાયસાહેબ ભયભિત થઇ ગયા અને કહ્યું, " મધુકર ! આ બધો શું ભેદછે આ શિકારી કુત્રો અત્રે ક્યાંથી વારૂં ? "

"એને માટે ભય રાખવા જેવું નથી તે મારો પાળેલો કુત્રો છે. આ અહીં પડેલું મૃતક શબ પણ એણેજ શોધી કાઢ્યું છે, આપણા કાર્યમાં એણે ઘણી સ્હાયતા આપી છે? "

' મધુકર ! તે ઠીક પણ હવે અહીથી મારી કન્યાનું શબ તો મારે ઉંચકાવી લઇ જવું જોઇએ."

" બાબુસાહેબ ! આ શબ તમારી કન્યાનું છે જ નહી. જો અહીંજ ખુન થયું હોત તો તો આ કુતરાએ ક્યારથી ધરતી ડોલાવી નાંખી હોત! પરતુ અહીં માત્ર આ મૃતક દેહજ પડેલોછે અને તે પણ તમારી પુત્રીનો નથી. કારણકે તમારી પુત્રીનું જો કદાચિત ખુન થયું હોયતો પણ તેને બેત્રણ દિવસ થયાછે જ્યારે આ શબ ઘણાં દિવસનું હોય તેમ લાગેછે. " મધુકર કશું વિશેષ બોલવાજતો હતો પરંતુ તેટલામાં તેનો કુતરો ડાયમંડ જોરથી ભસવા લાગ્યો. ડાયમંડને ભસતો સાંભળી મધુકરે પોતાનું ચોરફાનસ સળગાવી તેના મોઢાં પર લાલ લાઇટ પાડી તે સાથેજ તે વધારે ભસવા લાગ્યો મધુકરે તરતજ લાઇટ બંધ કરી દીવાપર કાચ ફેરવી લીધી અને રાયસાહેબને કહ્યું, " બાબુજી! તમે અહીંજ સુઇ જાઓ ! મને લાગેછે કે આપણી પાછળ દુશ્મનોનો મોટો કાફલો આવી

પહોંચ્યો છે." આ શબ્દો બોલતાની સાથેજ મધુકર ભોંયપર સર્પની માફક સુઇ ગયો રાયસાહેબે પણ તેનુંજ અનુકરણ કર્યું મધુકરે ડાયમંડને બોલાવી કાંઇક ગુપ્ત સંજ્ઞા કરી એટલે તે ત્વરીતજ આગળ દોડી ગયો. મધુકરે પોતાની પાસેનો એક ચકચકતો છરો ખેંચી કાઢયો. આ જોતાંજ રાયસાહેબના હૃદયમાં નવો ભય ઉત્પન્ન થયો! "અરે આ વિચિત્ર મનુષ્ય મધુકર એ પોતેજ તો આ ખુનમાં સામેલ ન હોય! કદાચ મારી દુહિતાના ખુનમાં પ્રધાન ભાગ એનો પણ હોય અને હવે તેજ મારી કન્યાનું ખુન કરી મારૂં પણ ખુન કરવા ઇચ્છતો હોય તો શી ખાતરી વારૂં! દેવ અને દુશ્મનોને શી રીતે સમજવા!

જગત નિજ સ્વાર્થને સાટે, પ્રથમ વિશ્વાસ આપે છે,
પ્રપંચોમાં ભુલાવીને, પછી આ કંઠ કાપે છે.
સફેદી છે સરસ કાંદે છતાં દુર્ગંધી મારે છે,
અને સોમલ હળાહળ તે, જુઓ! વ્યાધિ વિદારે છે.

આ વિચાર આવતાંજ તેમણે પોતાની પાસેનો પાંચ બારવાળો તમંચો શોધી તૈયાર રાખ્યો પરતુ તેમનો શક તરતજ દૂર થઇ ગયો કારણ કે મધુકરે તેજ છરો પોતાની બાંયમાં સંતાડયો અને તે પણ રાયસાહેબની માફકજ ત્યાં પડી રહ્યો. એજ દશામાં ચાર પાંચ પળો વહી ગઈ છતાં કાંઇ દુશ્મનોનો પગરવ જણાયો નહિ એટલે રાયસાહેબ વધારે અધિરા બની ગયા અને તેમણે મધુકરને પ્રશ્ન કર્યો "મધુકર! કયાં છે? આવ્યા દુશ્મનો!"

"ના; વખતે નહિ પણ હોય! કદાચિત મારૂં અનુમાન અસત્ય પણ નિવડે પરંતુ તેપરથી સાવધ રહેવામાં શું ગેરલાભ થવાનો છે!" આમ વાતો ચાલતી હતી એટલામાં ડાયમંડ ત્યાં દોડી આવ્યો તેને

જોતાંજ મધુકરે બાબુજીને કહ્યું, "બાબુજી! આ ડાયમંડ છે તેની સાથે થોડો વખત તમે અહીં રહી શકશો કે? મારે જરા અહીંથી આગળ જવાની જરૂર છે!

" ભલે જાઓ! પણ જેમ બને એમ જલદી પાછા વળજો!" રાયસાહેબે આજ્ઞા આપી. બાબુસાહેબની આજ્ઞા મળતાંજ મધુકર ત્યાંથી થોડે દૂર એક ગુફા હતી તે બાજુએ ધસી ગયો. માર્ગમાં તેણે અત્યાર સુધીમાં જે જે હકીકત સાંભળી અથવા શોધી કાઢી તે પર ખુબ અનુમાનો કર્યાં. તેણે બાબુસાહેબને એમ કહ્યું હતું કે હું ગોમતીગંજ ગયા સિવાય અત્રેજ બ્હારો બ્હાર આવ્યો છું પણ વાસ્તવીક રીતે તેમ નહોતું. તેણે બાબુસાહેબને મળતાં પૂર્વે સંન્યાસીને વેશે એ અરણ્ય પ્રદેશની મુલાકાત લીધી હતી. તેજ પ્રમાણે તે તેવાજ વેશમાં સુબોધકુમારને પણ મળ્યો હતો. સુબોધકુમારના મુખપરથી પણ તે એક અત્યંત પ્રેમાળ અને નિર્દોષ યુવક છે એની મધુકરને સંપુર્ણ ખાતરી થઇ ચુકી હતી. આ ડીટેકટીવ ખાતામાં કામ કરતાં કરતાં તેને મનુષ્ય સ્વભાવ પારખવાની ઘણી ઉમદા તક મળી હતી અને તેમાં તેણે ઘણી ફતેહ પણ મેળવી હતી. મધુકરે પોતાના જેવોજ પોતાના ડાયમંડને પણ હોંશીયાર બનાવી રાખ્યો હતો. તેને અત્યંત શ્રમ પૂર્વક ઘણા પ્રકારની ગુપ્ત સંજ્ઞાઓ બતાવી હતી અને તેણે કેટલીએ વખત મધુકરનો પ્રાણ પણ બચાવ્યો હતો. મધુકર પોતાના માર્ગમાં ધીમે ધીમે આગળ વધતો હતો જે સ્થળે બાબુસાહેબને તે છોડી ગયો હતો ત્યાંજ પાછો આવ્યો અને તેમને ઉદ્દેશીને કહ્યું. " રાવસાહેબ! તમોને જો અલંકારો વગર આ શબ બતાવવામાં આવ્યું હોત તો તમો તેને ઓળખી શકયા નહિજ હોત એતો ખરૂં ને!!"

"નહિ નહિ, તોપણ મેં એમજ કહ્યું હોત કે આ મારી પુત્રીનોજ મૃત દેહ છે કારણ કે આ શબ મારી પુત્રીનુજ છે તેમાં જરાએ સંશય નથી.

"મોહનરાય! હું તમોને ખાત્રી આપું છું કે તમારી પુત્રી નિર્ભય છે તે મરણ પામી નથી. હું જરૂર તેને ગમે તે પ્રયત્ને તમોને શોધી આપીશ ત્યારેજ મારૂં નામ ડીટેકટીવ મધુકર સાર્થક સમજીશ."

"પ્રભુ તમારી ધારણા પાર પાડો અને મારી પુત્રી મને સુખરૂપ દશામાં પાછી મળો." રાયસાહેબે જવાબ આપ્યો, પણ તેમના મનમાં શંકાજ થયા કરતી હતી કે મેં આ નજરે જોએલું ખરૂં કે મધુકર કહે છે તે ખરૂં!"

"રાયસાહેબ! હવે તમો સ્વગૃહે જાઓ. હું અહીંજ થોડો વખત ખોટી થઇશ." મધુકરના આ શબ્દો સાંભળી મોહનરાય સ્વગૃહે ચાલી ગયા. મધુકર સ્વગત દુર્જનોને ધિક્કારતો કહેવા લાગ્યો,

"આ દેહમાનવનો મળ્યો તે વ્યર્થ પાડી પાપમાં,
પડતા અધમ જન હાય! આ સંસારના સંતાપમાં.
જાણે છતાં નક્કી તજી જગ આ જવું છે આપણે,
કિંમત કશી આત્મા તણી રે! રે! અધર્મિ ના ગણે."

રાવસાહેબ પોતાના મહાલયમાં ગયા અને તરતજ દિવા શાંત કરી દઇ પોતાના મહાલયના શયનગૃહમાં સુઇ ગયા. તેઓને ઘોર નિદ્રા આવી ગઇ પરંતુ તેમની પાછળ પડેલા ધુર્તોને નિદ્રા કે ભૂખ કાંઇપણ જણાતું નહોતું. આવી અંધારી રાતે મોહનરાવના મહેલના વાડામાં એક દોરડું લટકતું હતું. તે દોરડું ઝાલીને આઠ માણસો મહાલય ઉપર ચઢી ગયા. તેમણે પોતાના મુખપર બુકાની બાંધેલી હતી અને તેઓનો વર્ણ યમદૂતોના જેવોજ ભયંકર લાગતો હતો. તેમનો સરદાર વારંવાર

પાછળ ફરીને જોતો હતો અને પોતાના અનુચરોને ધૈર્ય આપતો હતો. તેના હૃદયમાં પોતાના બળ વિષયક ઘણીજ ખાતરી હતી અને તે પોતેજ ગર્વથી કહેતો કેઃ—

"મુજ નામથી સંસારના શયતાન પણ શરમાય છે,
જ્યાં પ્હાડ ત્યાં પાણી સલિલ ત્યાં શિઘ્ર પૃથ્વી થાય છે.
કૈ સુંદરીના ગર્ભ પણ મમશબ્દથી સત્વર ગળે,
પાષાણ પણ મુજ તેજથી પીગળી સલિલમાં જૈ ભળે."

તેણે એવી રીતે ધીમે ધીમે રાયસાહેબના સુવાના ઓરડાનો માર્ગ લીધો અને ત્યાં જઇ જે ઓરડામાં રાવસાહેબ સુતા હતા તે ઓરડાની એક બારી ઉતારી તે વાટે અંદર જતાંજ એક સુંદર છત્રપલંગપર રાયસાહેબ સુતેલા તેની નજરે પડયા, તેવાજ જઇ તેણે તેમનો કંઠ એવા જોરથી પકડયો કે મોહનરાય જાગી ઉઠયો. તેમણે પણ જાગી ઉઠતાની સાથેજ તેને એક જોરથી ધકકો માર્યો કે તે સાથેજ પેલો દુષ્ટ જમીનપર ગબડી પડયો પણ તે ત્યાં પડી રહ્યો નહિ. ફરીથી ઉઠીને રાવસાહેબને નીચે નાખી તે તેની છાતીપર ચઢી બેઠો અને બોલ્યો. "ચંડાળ ચાલ ! જલદી કર, તારા દેવની પ્રાર્થના કરી લઇ આ સંસારને હવે છેલ્લી સલામ કર."

" તૃષાતુર આ કટારીને, હવે પાઇ રૂધીર તારૂં;
નરાધમ કંઠ આ તારો, જરૂર ચંડાળ સંહારૂં,
ભુંડા ! બદમાસ ! તુજ પાપે, થયું નુકસાન બહુ મારૂં,
શરીરપર કષ્ટ મેં ભારે, સહ્યાં ચંડાળ ! તુજ સારૂં.
હણીશ તુજ દેહને આજે, હૃદયના વેરને બદલે.
કટારી કંઠમાં પાપી ! દઉં તુજ ઝેરને બદલે. "

"અરે પણ ભાઈ ! મારો ગુન્હો શું છે તે તો કહે ! શું તને ધન જોઇએ ! દોલત જોઇએ ! જે ઇચ્છા હોય તે ખુશીથી માગી લે પણ મારો પ્રાણ બચાવો ! મારા જીવને નુકસાન ના કરો.—!"

"ભલે ધન ધામને મિલ્કત, બધી લ્યો પ્રાણને બદલે !
હઝારોની ભરૂ કિમ્મત, મરણના લ્હાણને બદલે !
જીવનપર છે હજી મ્હોબત, મને નિર્વાણને બદલે,
દીધું કોણે મને કિસ્મત, અરે ! પાષાણને બદલે !"

"ચાલ ચંડાળ ! જો એમજ છેતો તારી પત્નિનું વીલ મારે સ્વાધીન કર, તે મારા હસ્તમાં આપ અને તારો જીવ બચાવી લે અથવા સ્વર્ગે જવા, તૈયાર થા ! બોલ શું પ્રિય છે, વીલ પાસે રાખી સ્વર્ગે જવું છે કે જીવન કાયમ રાખવા વિલ મને આપી દેવું છે? ચાલ ! ચાલ ! નરાધમ ! તારૂં વીલ મને સત્વર કાઢી આપ ! પણ જો ખબરદાર ! આ વાત ત્રિકાળે પણ કોઇના જાણવામાં આવશે તો તારો પ્રાણ અને દેહ બે જુદાજ થઇ જશે.

"મસ્તિક રખડશે માર્ગમાં આ હાડના ટુકડા થશે,
વૈભવ બધો તુજ ભાગ્યનો પળ એકમાં પલટી જશે.
તુજ દેહને ગૃધ ને શ્રુવડ કઇ શ્વાન કુક્કર ચુંથશે,
મુજ વૈરની નક્કી પછી ત્યારે ખરી શાંતી થશે."

રાયસાહેબે તરતજ પોતાના ધ્રુજતે હાથે પોતાની પાસેની ચાવી તેના હાથમાં મુકી, પણ તે પહેલાંજ મહેલમાં ગડબડ થઇ રહી. ધડ ધડ ગોળીઓ ફુટવા લાગી; અને એકજ સાથે આખા મહેલમાં દોડદોડ જામી. એ ગોળાઓ મારનાર મધુકરજ હતો. અને તે સાથેજ પેલા લુટારાઓ પણ ગોળીઓ છોડતા હતા; આ ગરબડ થતાંજ પેલો ધુર્ત સરદાર ચાવીનો ઝુમખો લઇ ઓરડામાંથી બહાર નીકળી ગયો.

તેવોજ તેને એક ચોર ફાનસવડે પોતાનાપર અજવાળું પાડ્તો માણુસ દેખાયો. એ ધુર્તે એવી તો ગોળી છોડી કે તે ફાનસના ટુકડે ટુકડા બની ગયા. તે સાથેજ ધડાધડ ગોળીઓના બાર થવા લાગ્યા. કોઇ કોઇને ઓળખતું નહોતું ! જાણે પૃથ્વિનો પ્રલયકાળજ ત્યાં આવી રહ્યો. એ અધારામાં મધુકરે એક એવી ગોળી મારી કે તેથી પેલી ધુર્ત મંડળીનો એક માણુસ મરણુ શરણુ થઇ ત્યાં પડયો. બીજાએ તેજ ક્ષણે પોતાના જમૈયાવડે તેનું માથું કાપી લીધું અને તેઓ જે માર્ગે આવ્યા હતા તેજ માર્ગે જતા રહ્યા. આખા ઓરડામાં લોહી લોહી થઇ રહ્યું. મહેલમાં શાંતી પથરાયા પછી મધુકરે આખો મહાલય એક છેડાથી બીજા છેડા સુધી જોઇ લીધો. તેને આ વખતેજ જણાયું કે સુહાસીની પણ મહેલમાં નથી અને તેનું પણ લુટારાઓએ ખુન કર્યું છે અથવા હરણ કરી ગયા છે.

---

# પ્રકરણ ૬ ઠું.

## ખૂન ! ખૂન ! ! ને ખૂન ! ! !

"પાપી પાપ તજે નહિ, રવિ તજે નહિ તેજ,
દુષ્ટો દ્વેશ તજી કદી;, દયા ન દાખે રહેજ."




મપુરમાં અત્યારે મધ્યાન્હને પ્રસંગે માર્ગપરથી બે માણુસો ચાલ્યા જતા હતા. તેમના વસ્ત્રો શ્યામરંગના હતા. માથાથી પગની પાની પર્યન્ત સઘળોજ કાળો ડ્રેસ તેમણે સજેલો હતો અને જાણે સાક્ષાત તેઓ જમદેવના દૂતોજ ન હોય તે પ્રમાણે આમતેમ નિર્ભ

થતાથી દ્રષ્ટિપાત કરતા પોતાનો માર્ગ કાપતા હતા. એજ બે પુરૂષો તે આપણે પહેલાં પ્રકરણમાં નિહાળેલા માધુસિંગ તથા રામસિંગજ હતા અને રામસિંગ ધીમે ધીમે માધુસિંગને કહેતો હતો કે, " માધુ ! જો, દિનાજપુરના મોહનરાય જાગીરદારનો ભત્રીજો અત્રે રામપુરમાં રહે છે. આજે આપણે ગમે તે પ્રકારે તેનું ખૂન કરવાનું છે માટે સાવધ રહેજે; જો આજનો દાવ નિષ્ફળ જશે તો પછી આખો જન્મ આને આ ધંધો કરી મરણ પામીશું તોપણ આપણા દુર્ભાગ્યનો અંત આવવાનો નથી." એટલું તે બોલેછે એટલામાં તો સણણણ કરતી એક ગોળી આવી અને માધુસિંગના માથાપરથી ચાલી ગઇ ઘોરઅંધકારમાં ઘણા સમય પર્યંત એ ધુધવાટો કાયમજ રહ્યો ને સાથેજ તેઓ બંન્ને ત્યાં સુઇ ગયા, પણ જેવા પાછા ઉઠવા જાયછે કે તે સાથેજ પાછળથી તેમને કોઇએ જોરથી પકડયા, માધુએ છુટવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ અંતે તેનું બળ ફાવ્યું નહિ, તેને કેદી બની પેલા પોલિસની સાથે ચાલવું પડયું. આમ ચાલતાં ચાલતાં તેઓ એક નિર્જન મેદાનમાં આવી પહોંચ્યા ત્યાં આવ્યા પછી થોડાજ સમયમાં ત્યાથી ચાર માણસો પેલા કેદીની પાસેથઇને ઝપાટામાં પસાર થઇ ગયા, આ માણસો પસાર થતાંજ માધુએ પોતાના કાંઇક ગુપ્ત શબ્દો કહ્યા એટલે થોડીજવારમાં ત્યાં દશ માણસોની એક સશસ્ત્ર ટુકડી ધસી આવી. તેમણે પોલિસોનો ડ્રેસ ઉતારી લીધો અને તેમનેજ પકડી પોતાની સાથે લઇ પ્રયાણ કર્યું. થોડેક ગયા હશે એટલામાં બીજી એક સીટીનો અવાજ આવ્યો અને તે સાથેજ માધુ ત્યાં બેસી પડયો. તેણે એક પાવડા વડે ત્યાંની જમીન ખોદી નાંખી અને પેલા માણસોને એ ખાઇમાં ઉતાર્યા, ત્યાં આગળ તેમની નજરે એક પીત્તળની પ્રતિમા મૂકેલી જણાઇ, માધુએ એ પ્રતિમાને જેવી લાતમારી કે તરતજ ત્યાં એક મોટો રસ્તો ખુલ્લો થઇ ગયો

અને તેઓ સઘળા અંદર ઉતરી ગયા રામસિંગે પુનઃ ખાઇ પુરીનાંખી અને તેઓ પાછા પોતાને રસ્તે પડયા, થોડુંક ગયા હશે એટલામાં તેમની દ્રષ્ટિએ એક બેઠા ઘાટનું છાપરૂં જણાયું, માધુસિંગે તે છાપરામાં જઇને ત્યાં એક માણુસને પ્રશ્ન કર્યો, " ભીમા! બાબુજી આવ્યા છે કે !"

" જી, નહિ,' હજી અર્ધા કલાકની વાર છે!" ભીમાએ ઉત્તર આપ્યો. પણ તે નિર્દોષ રક્ષક તરતજ રામસિંગની તલવારથી આલોક છોડી ગયો. રામસિંગે ભીમાના વસ્ત્ર પોતેપહેરી લીધાં અને હાથમાં ભીમા-એજ પકડેલું ફાનસ લઇ ત્યાં બેસી રહ્યો. અર્ધો કલાક પુરો થયો ન થયો એટલામાં સામેથી એક સુશોભિત ગાડી આવતી રામસિંગની દૃષ્ટિએ પડી. ધીમે ધીમે કરતા ગાડી આવી પહોચી અને જેવી ગાડી ઉભી રહી કે તે સાથેજ ભીમા એ એકજ કુદકો મારી ગાડામાં બેઠેલા માણુસને નીચે ખેંચી કાઢયો અને તેના ગળામાં પોતાનો જમીયો ખોસી દીધો, તેના કપડા ઉતારી લીધા અને પોતાની પાસેના નવા કપડાં તે શબને પહેરાવી તે સાથે પોતાની પાસેના કેટલાક કાગળીઆ તે શબના ખિસામાં મૂકી દીધા. તત્પશ્ચાત માધુએ ભીમાનુ અને પેલા નવીન ગૃહસ્થનું એમ બંન્નેના મસ્તિષ્ક કાપી લીધા અને પોતાની કટારીના પુષ્કળ ઘા કરી તે મસ્તિકોને છિન્ન ભિન્ન કરી નાંખી ત્યાંજ દાટયા. ભીમાના ખીસામાંથી એક સુંદર પાષાણુની પ્રતિમા કાઢી લીધી અને પેલા બીજા ગૃહસ્થના હાથમાંથી ફક્ત એક વીંટી કાઢી લઇ તેના બીજા અલંકારો જેમના તેમજ રહેવા દીધા, રામસિગને મૃતક શબનો તો હિસાબજ નહોતો. તેણે તે શબને ઉંચકીને એક બાજુએ ફેંકી દીધું અને પોતે પાછો પોતાને માર્ગે પડયો. "માધુ!" રામસિંગે માધુને ઉદ્દેશીને કહ્યું,

"એક તો મહત્વનું કામ પાર પાડયું છે પણ એનાથી એ વધારે ભયંકર કામ પારપાડવાનો સમય હવે આવે છે!"

"રામસિંગ! હવે કોનો વારો આવે છે! કયાં ધાડ પાડવી છે!"

"છુપી પોલીસના માણુસ મધુકરના ભાઇ રામમોહન પર! તેની પાસેથી એક પત્થરની પ્રતિમા લેવાની છે જો જે, હવેજ તારી બહાદુરીની ખરી પરીક્ષા થશે. આજ રાત્રે એ કેટલાક કામ સારૂ પોતાની ઓફીસમાંજ આખા રાત બેસી રહેવાનો છે. જો! હવે આપણે તેના બંગલાની પાસેજ આવી પહોંચ્યા, આ બંગલો એજ બદમાસનો છે. માટે સાવધ થા!

" કાતીલ કટારી વાપરી એ દુષ્ટના ટુકડા કરી,
તેને સ્વધામે મોકલી ચિંતા નિવારો એ ખરી.
પાણી બતાવો! આજ પય માતાતણું જો છે પીધું,
ત્યારેજ જાણીશ કે તમે જન્મ્યું જગે સાર્થક કીધું."

આમ વાતમા ને વાતમાં રામમોહનના ઘરનો દરવાજો આવી રહ્યો. રામસિંગે ત્યાં જઇ દરવાજા પરની એક કળ દબાવી તે સાથેજ તે દરવાજો ખુલી ગયો અને રામમોહન પોતેજ દ્વારમાં આવી ઉભો રહ્યો, તેણે રામસિંગને પૂછ્યું, "કેમ તેમો કોણ છો અને અત્યારે અહીં શા માટે!"

"મધુકરેજ આપની પાસે મને મોકલ્યો છે અને તેણે તમારી પાસેથી મોહનરાયના ધર્મ પત્નિ નલિનીની પ્રતિમા મંગાવી છે જૂઓ, આ તેનો કાગળ!" રામસિંગે જવાબ આપ્યો અને તે સાથેજ એક પત્ર પણ તેના હસ્તમાં મૂકયો. એ પત્ર જોતાંજ આ માણુસ કયાંથી આવ્યો હશે તેની રામમોહનને ખાત્રી થઇ રામમોહન રામસિંગને પોતાની સાથે લઇ ગયો અને કબાટમાંથી કહાડીને તે પ્રતિમા રામસિંગના હાથમાં

મૂકી તેણે કબાટ બંધ કરવા મોં ફેરવ્યું, પણ જેવું તેણે પોતાનું મોં ફેરવ્યું કે તે સાથેજ ધડ દઇને એક ગોળી આવી તે રામમોહનના હૃદયમાંથી આરપાર નીકળી ગઇ, તેની પરવા કર્યા સિવાય માધુ અને રામસિંગ પોતાને માર્ગે વળ્યા. "માધુ !" રામસિંગ બોલ્યો; "જો હવેજ હું તારી સમક્ષ પણ આ સઘળો ભેદ ખુલ્લો કરૂં છું. દિનાજપુરના જાગીરદારનો એક ભત્રિજો અહીં આજે રામપુરમાં આવવાનો હતો. એ જાગીરદારનો ભત્રિજો નરેન્દ્ર આજ પર્યંત કદીપણ જાગીરદારને મળ્યો નથી અને તેમણે પરસ્પર એક બીજાનું મોઢું પણ જોયું નથી, એ નરેન્દ્રને મોહનરાયે કેટલાક સમય પૂર્વે એક વીંટી મોકલી હતી અને ભીમા સાથે પોતાની એક પ્રતિમા મોકલી આપી હતી. નરેન્દ્ર આવતી કાલે દિનાજપુરમાં પોતાના કાકાને મળવા જનાર હતો અને તે પ્રસંગે ભીમા સાથે મોકલાવેલી જાગીરદારની પ્રતિમા તથા મધુકરના ભાઇ રામમોહન પાસેથી આપણે મેળવેલી તેની સ્ત્રી નંદિનીની પ્રતિમા તે સાથે લઇ જનાર હતો. આ બાબત તેણે પત્રદ્વારા પહેલાં જાગીરદારને લખી જણાવી હતી અને પોતાના લખ્યા પ્રમાણે તેને સત્વર પોતાને ત્યાં બોલાવવાનુ એક કાગળ પણ નરેન્દ્ર પર જાગીરદારે મોકલ્યો હતો, જો ! તેજ આ કાગળ !" એમ કહી રામસિંગે એક કાગળ કાઢી માધુને બતાવ્યો અને વળી બોલવા લાગ્યો, "હવે એ નરેન્દ્રના માતાપિતા કોઇ હયાત નથી, આપણે આજે થોડા દિવસ પૂર્વે જ્યારે પેલી કાગળની થેલી લૂંટી ત્યારે જે ઘોડેસ્વારને મારી નાંખ્યો હતો તે એ નરેન્દ્રનો બાપજ થાય છે. એની માતા આજ બે માસ થયા મરણ પામી છે. અને તેને માટે પણ મોહનરાયે એજ પત્રમાં નરેન્દ્રને બે દિલાસાના વચનો લખ્યા છે. એટલે

હવે ખરેખરા નરેન્દ્રને ઓળખનાર આ દુનિયામાં કોઇપણ રહ્યું નથી. વળી, મોહનરાયે મંગાવેલી તેમની તથા તેમની પત્નીની પ્રતિમા પણ આપણે મેળવી છે અને મોહનરાયે મોકલેલી વીંટી પણ આપણે પ્રાપ્ત કરી છે. એટલે એજ નરેન્દ્રને નામે ત્યાં હાજર થઇ મોહનરાયને છેતરવામાં આપણને કોઇપણ પ્રકારે અડચણ પડે એમ નથી. એટલે આવતી કાલેજ હું મોહનરાયનો ભત્રિજો નરેન્દ્ર અને તું મારો મિત્ર ગંગાધર જાગીરદાર એ પ્રમાણે આપણે ત્યાં હાજર થઇશું !"

"પણ, પણ; આપણે ખરા નરેન્દ્રનું ખૂન કર્યું છે, તેનું શબ પકડાશે અને લોકોને ખાત્રી થશે કે આ નરેન્દ્રનુજ શબ છે તો પછી આપણો પ્રપંચ કેવી રીતે ચાલી શકશે વારૂ ?"

"તેની પણ મેં આગળથી ગોઠવણ કરી છે. આપણે નરેન્દ્રને ભીમાનું શીર કાપી લઇને જે છિન્નભિન્ન કરી દાટી દીધું તેનું એજ કારણ છે, મેં તેના ખીસામાં એવા પ્રકારના કાગળો મૂકયા છે કે હવે તે નરેન્દ્રને નામે ઓળખી શકાશેજ નહિ પણ વર્ધમાનપુરના એક શ્રિમંત વેપારી તરીકેજ તે ઓળખાશે. આજથી ઘણાં વર્ષપર વર્ધમાનપુરનો એક કાયસ્થ વ્યાપારી દેશપ્રદેશ પર્યટણ કરતા મૃત્યુ પામ્યો છે. તેના આ કાગળપત્રો મારી પાસે છે અને તેજ મે નરેન્દ્રના ખીસામાં મૂકયા હોવાથી તે વર્ધમાનપુરનો શ્રિમત વ્યાપારી છે એમજ લોકો તો જાણશે. અને એ બાબત ધીમે ધીમે જુની થઇ જશે ! એટલે પછી ?–પછી આપણે મોહનરાયના વારસ થઇ મનમાનતી મજા ઉડાવી શકીશું."

"જરૂર પાણી તણી ત્યાં દૂધના પ્યાલા ભરી લઇશું,
જશે આ વેઠ ખોટી ને ધનિક મોટા નકી થઇશું,
રૂપૈયાં રોકડા લાખો થઇ અંધા ઉડાવીશું,
પીધું માતા તણું પય તે બધા જગને બતાવીશું."

"રામસિંગ ! ત્યારે જે ટપાલની થેલીને તું પ્રથમ ધિક્કારતો હતો, તેજ થેલીએ આ સ્થિતી ઉપર તને આણ્યોને ! " માધુસિંગ આશ્ચર્ય દર્શાવતો બોલ્યો.

"અલબત્ત ! અલબત્ત ! એજ પ્રભુની અદ્દભૂત કૃપા છે તેની કોણ ના પાડી શકે એમ છે અને એજ પ્રભુની કૃપા વડે આપણને આ મોટા લાભની પ્રાપ્તી થવાની છે. પરંતુ માધુ ! મને તારે માટે ઘણો ભય છે. તને એક ખાસ સૂચના આપવાની છે કે મોહનરાયના ગૃહમાં આપણો પ્રપંચ ફૂટી જાય એવુ કાંઇ પણ વર્તન તું રાખતો નહિ."

"રામસિંગ ! તેની તારે ચિંતા કરવી નહિ ! "

આમ વાતચિત કરતાં કરતાં માધુસિગ અને રામસિંગ બન્ને જે માર્ગે આવ્યા હતા તેજ માર્ગે પાછા વેગપૂર્વક પ્રયાણ કરી ગયા.

---

## પ્રકરણ ૭મું.

### ભયંકર ભોંયરૂં.



મધુકરે મોહનરાયનો સઘળો બંગલો તપાસ્યો અને જ્યારે તેને સુહાસીની પણ ગુમ થએલી જણાઇ ત્યારે તે ઘણુંજ આશ્ચર્ય પામ્યો. તે દિવસ તેણે ગમે તેવી રીતે પસાર કર્યો અને રાત્રે પાછો એજ મહેલની પાસેના અરણ્યમાં તે ફરવા ગયો. ફરતાં ફરતાં તે અચાનક એક ઝાડ પાસે આવી પહોંચ્યો. એ ઝાડ

ઉપર એક મનુષ્યદેહને બાંધીને લટકાવેલી હતી. તે એટલી તો દુર્ગંધ મારતી હતી કે મધુકર પ્રથમ તો ત્યાંથી હટીજ ગયો પણ ધૈર્ય રાખી તે પાછો ફરી ત્યાંજ આવીને ઉભો રહ્યો અને તે મૃતક દેહને ધારી ધારીને જોવા લાગ્યો પરતુ જેવો તે ત્યાંથી પાછો હઠવા ગયો કે તે જે જમીનપર ઉભો હતો તે જમીન અંદર બેસી ગઈ. અંદર જતાંજ તે એક ભોંયરામાં આવ્યો છે એવી મધુકરને ખાત્રી થઈ. તે જે વૃક્ષ પાસે ઉભો હતો તે વૃક્ષ પાસેની જમીન સાધારણ જમીન જેવી નહોતી પણ ત્યાં શીલાઓ બેસાડવામાં આવી હતી અને તે શિલા જમીનમાં ઉતરી જાય એવીજ ગોઠવણ કરેલી હતી. એ ભોંયરૂં એટલું બધું ભયંકર હતું કે ત્યાં બધે અંધકાર અંધકારજ વિસ્તરેલો હતો. મધ્યાન્હ કાળે પ્રકાશનું એક કિરણ પણ તેમાં આવતું નહોતુ. અને ત્યાં ભેજ તો એટલો બધો હતો કે ન પૂછો વાત! મધુકર જેવો ત્યાં પડયો કે તે સાથેજ ચાર માણસો તેની ફરતે ફરી વળ્યા અને તેને ઘેરી લઇ તેના બન્ને હાથ જોરથી બાંધી લીધા અને પગ પણ બાંધી લઇ તેને એક અંધારી ઓરડીમા ફેંકી દીધો. મધુકર બંધનયુકત બની ત્યાં પડયો પડયો હવે કેવી રીતે મૂકિત મેળવવી તે વિચારવા લાગ્યો પણ એટલામાં જે દિવાલ પાસે મધુકર પડેલો હતો તેજ દિવાલનું બારણું ઉઘડી ગયું અને તેમાંથી એક સુદરી બહાર આવી, તેણે બહાર આવતાંજ મધુકરના બંધનો કાપી નાંખ્યા અને તેને મૂકત કર્યો, મધુકરના બંધ છૂટી જતાંજ તે સિંહની માફક કુદીને ઉભો થયો પણ તરતજ તેને નીચે બેસાડી પેલી સ્ત્રીએ કહ્યું, "ભાઇ! તમો પણ અહીં મારીજ માફક નિરાધાર દશામાં આવી પડયા છો નહિ વારૂં!"

"હા, બ્હેન! પરોપકાર કરતાંજ મને આ કષ્ટ આવી પડયું છે

અને તેથીજ હું આ બંદીખાનામાં પુરાયો છું! શું અહીંથી મૂક્ત થવાનો કોઇ માર્ગ તમારા લક્ષમાં છે ખરો વારૂ?"

"હા, માર્ગ તો છે પણ તે એવો વિકટ છે કે તેમાં પ્રાણ જવાનો પણ ભય છે, જો તમારી ઇચ્છા હોય તો હું તમોને એ માર્ગ બતાવી દઉં છું."

"તેની મને પરવા નથી. ગમે તેવો ભયકર માર્ગ હશે પણ તેમાંથીએ હું મુક્ત થઇશજ. માત્ર એ માર્ગજ મને જડવો જોઇએ કે તે કયાં છે અને કયાંથી બહાર જવાય છે, બાકી મૃત્યુની કે ભયની તો મને પરવા જ નથી.

"ભલે પૃથ્વી તૂટો તન પર, શરીર પર સકટો આવો!
અગર આકાશથી ઇશ્વર સીતમ વરસાદ વરસાવો!
પણ માર્ગ હું મારો કદી ત્રણુ કાળમાં ચુકતો નથી!
હસ્તે ચઢયું જે કાર્ય તે મરતાં સુધી મૂકતો નથી!"

"તો ચાલો મારી સાથે ચાલો, હમણાંજ આ બદમાસોનો મુખ્ય સરદાર તમારી પાસે આવી ગમે તે પ્રકારે તમારો જીવજ લેવા પ્રવૃત્ત થશે, માટે જલદી ચાલો!"

"પણુ બ્હેન! ઉભા રહો મારે તે સિવાય બીજું પણ તમારૂં કામ છે, શું આ ભોંયરામાં તમારા સિવાય બીજાં પણ કોઇ સ્ત્રી મનુષ્યો બંદિવાસ ભોગવે છે ખરા કે?"

"તેની મને કોઇપણ પ્રકારની માહિતી નથી. પણ કદાચ હોય એવો સંભવ છે ખરો!"

"વારૂં, તમો તમારી જીંદગીનો પરિચય મને આપી શકો છો?"

"હા, હું શ્રીપુરના જાગીરદાર પ્રભાતકુમારની પુત્રી વસુંધરા છું અને આજે ત્રણ વર્ષ થયા આ ભોંયરામાં આવી પડી છું. દુર્દૈવે

એકએવાર અત્રેથી મૂકત થવાનો વખત આવ્યો હતો પણ તેમાં પાછો ઇશ્વિરનોજ કાંઇ અનુરાગ મળ્યો નહિ એટલે પાછી અહીંની અહીં પડી રહી. ”

“ વારૂં, તમારી આંકાક્ષા અત્રેથી મૂકત થવાની છે કે અહીંજ રહી બંદિવાસમાંજ કાળ પૂર્ણ કરવો છે ? ”

“ અહો ! આ અંધકારપૂર્ણ ઓરડામાંથી બહાર નીકળી ખુલ્લી હવામાં નિવાસ કરવો એ કોને અપ્રિય હશે વારૂં ! હું તો જેમ બને એમ સત્વર આ જગ્યાનો ત્યાગ કરવા તત્પરજ છું, પરંતુ દૈવજ પ્રતિકુળ છે ત્યાં શો ઉપાય !

“ ઠીક, ત્યારે આ ભોંયરાની તમોને કશી વિશેષ માહિતી છે, કે તમે જે ભાગમાં રહો છો તેજ ભાગના તમે જાણીતા છો ? વળી તમો અત્રે કયા ઉદ્યોગમાં તમારો સમય ગાળો છો ? ”

“ મારી પાસે અહીંનું કોઇપણ પ્રકારનું કામ કરાવવામાં આવતું જ નથી તેમ બીજાં પણ અત્રે મને કોઇપણ પ્રકારના કષ્ટ પડતાં નથી. માત્ર આ બંદીખાનામાંથી મારાથી બહાર જઇ શકાતું નથી એટલોજ મને ઉપદ્રવ છે. ”

“ વારૂ, તમો અહીં બંદિવાસમાં કેવી રીતે પકડાયા તેની માહિતી આપશો, ”

“ હા, શા માટે નહિ ? હું જ્યારે કુમારી હતી ત્યારે રોજ મારા ગૃહની પાછળ આવેલી વાટીકામાં પુલો વણવા જતી હતી. એક દિવસ હું એ પ્રમાણે પુલો વણવા જતી હતી એટલામાં માર્ગમાંજ મને એક સંન્યાસી મળ્યો. સંન્યાસી અમારો જાણીતો હતો અને અમારા ગામની પાદરે આવેલા એક ઝાડની નીચે તેની ઝુંપડી હતી. અમો તેનો કોઇ પણ પ્રકારનો ભય રાખતા નહોતા એટલે હું તેમની સાથે તેમની ઝુંપડીમાં ગઇ પણ જેવો મેં ઝુંપડીમાં પગ મુકયો કે તે જમીન આખી

ને આખીજ નીચે ઉતરી ગઇ અને હું અત્રે કેદ થઇ. હું ધારૂં છું કે એજ રસ્તે તમો પણ અહીં આવ્યા હશો ! "

"હા, પણ ત્યારે શું હવે અહીંથી મુકત થવાનો કોઇ માર્ગ છે ખરો કે નહિ ! "

"સંધ્યાકાળે તમોને ભોજન આપવા માટે નથુ કરીને એક આજ બદમાસોના નોકર અત્રે આવે છે તેની સાથે સાથે ગુપ્તરીતે બહાર નીકળી જાઓ તો તમો છુટી શકો એમ છે, પરંતુ ભાઈ તમો છુટયા કેડે જેમબને તેમ સત્વર મને આ બંદિખાનામાંથી મૂકત કરશો એટલીજ મારી તમોને પ્રાર્થના છે, વળી તમારો પરિચય પણ હું જાણવા ઇચ્છું છું. "

" બ્હેન ! મારો પરિચય આપવો તો હાલ યોગ્ય નથી પણ એ વચન તો હું આપું છું કે જેમ બને એમ સત્વર હું તમોને આ ભોંયરાંમાંથી મૂકત કરીશ ! " આ ઉત્તર મળતાંજ પેલી સ્ત્રી ત્યાંથી જે માર્ગે આવી હતી તેજ માર્ગે પાછી પ્રયાણ કરી ગઇ.

---

# પ્રકરણ ૮ મું.

## કાકા ભત્રિજા.



સુહાસીની તથા મધુલતા બંન્નેનું હરણ થયાથી રાવ સાહેબ મોહનરાવ ઘણાજ શોકનિમગ્ન થઇ પોતાના બંગલામાં ઇઝીચેરપર પડયા હતા. એટલામાં ત્યાં અચાનક બે ગૃહસ્થો આવીને ઉભા રહ્યા અને તેમાંના એકે જરા આગળ વધીને જાગીરદાર સાહેબને બે હસ્તે પ્રણામ કરીને કહ્યું.

"નમસ્તે ! કાકાજી ! આપની આજ્ઞા પ્રમાણે રામપુરનું સર્વ ઘરબાર વેચી! સાટીનેજ હવે હું આપની સેવામાં આવ્યો છું, હું આપના બંધુ રામમોહનનો પુત્ર નરેન્દ્ર છું ! આપે મને ઓળખ્યો તો નહિ હોય !" એમ કહી તેણે પોતાના ખીસામાંથી બે સુંદર પત્થરની (આરસની) પ્રતિમાઓ કાઢીને ત્યાં રાવસાહેબ જોઇ શકે એમ ટેબલપર મૂકી અને તે સાથેજ પોતાના હાથની ઝળકતી વીંટી કાઢી તે પણ ટેબલપર મૂકતા બોલ્યો, "કાકાજી ! આ વિંટી ઉપર આપે નામ લખાવ્યું નથી તે લખાવવું જોઇએ. લ્યો આજે આ વિંટી આપના સોનીને મોકલી આપી તેના પર પહેલાં તમારૂં નામ અંકિત કરાવો."

વાંચક ! તું જાણીજ ગયો હશે કે આ સઘળી વાતચીત કરનાર તે આપણો પ્રસિદ્ધ લુંટારો રામસિંગજ હતો અને તેથીજ તેણે પેલી બે પ્રતિમા અને એક વિંટી–કે જે વસ્તુઓ માત્ર ખરા નરેન્દ્ર પાસેથીજ મળી શકે એમ હતું. તે વસ્તુઓ ટેબલપર મૂકી. એમાં તેનો મહત્વનો ઉદ્દેશ એ હતો કે પોતે નરેન્દ્રજ છે એ બાબતમાં મોહનરાવને કશી શંકા પડે નહિ ! જ્યારે પોતે આટલા બધા શબ્દો બોલ્યો છતાં મોહનરાવ કાંઈ બોલ્યાજ નહિ ત્યારે પુનઃ નરેન્દ્રે એટલે રામસિંગે પ્રશ્ન કર્યો, "કેમ કાકાજી ! આપણે આજ આટલે વરસે મળ્યા છતાં તમો આનંદિત થવાને બદલે ઉદાસ કેમ લાગો છો શું મારા અહીં આવવાથી આપને કોઈ પ્રકારનો ખેદ થાય એમ છે !"

"નહિ નહિ નરેન્દ્ર!" મોહનરાવે ઉત્તર આપ્યો.

" નિહાળે નેત્રથી બાળક સદાએ વાટ માતાની,<br>
" પપૈયાની જુઓ રૂહે છે સદા જલપર પરેશાની.

નિરખતાં ચંદ્ર થાકે છે ચકોરી ચિત્ત હરનારી,
તૃષાતુર હું બની આજે કરૂં છું ઝંખના તારી!"

"તો પછી આપ આમ ઉદાસ છો એ શું બતાવે છે?"

"દિવાળીના દિવસમાં શોકની શાને ધરી છાંયા,
હરાઈ હર્ષની હેલી દુખે પ્રજળી રહી કાયા.
સમય આનંદનો શાને તમોને શોક ત્યાં થાતો?
જરૂર મારા થકી તમને થયો છે ક્લેશ નિરખાતો!"

"ભાઇ નરેન્દ્ર! એનું કારણ સર્વથા જુદુંજ છે તું જાણતો હશે કે મારે ત્યાં મારી પાલકપુત્રી મધુલતાના લગ્ન હશે પણ તેમ નથી. મધુનું અને મારી સાળીની પુત્રી સુહાસીનીનું મરણ નીપજ્યું છે. વળી તેજ અરસા પૂર્વે ચાર દિવસપર તારા કાકી જલસ્નાન કરવા ગયા હતા તેઓ ત્યાંજ ડુબીને મરણ પામ્યા છે એટલે આખું ઘર મારૂં તો શુન્ય શુન્ય થઇ ગયું છે એજ મહા શોકથી મારૂં મન સંતપ્ત થએલું છે. બાકી તું આવ્યો એથી તો મને ખરેખર આનંદજ થયો છે."

"તો તે આનંદના ચિન્હ તમારા મુખ પર કયાં છે તેને બદલે શોકજ માલમ પડે છે. જો તમારા અંતરમાં હર્ષ થતો હોય તો તેનું પ્રતિબિંબ મુખ પર પડવુંજ જોઇએ કારણ કે:—

"હૃદયનું માપ લેવાનો, વદન વિભુનો અરિસો છે,
પડે છે શુદ્ધ છાંયોએ, અરિસામાંજ અંતરનો.
ભલે હો શોક દુખ ઉરમાં, તરત સઘળાં જણાયે છે,
છુપાતું ના અજબ મુખ એ, ખરો સંચો પ્રભુ ઘરનો.
હૃદયમાં મેલતો ત્યાં મેલની, છાંયા અજબ છાપી,
દબાવી દંભ હૈયાના બતાવે ભેદ અંદરનો,
ઇજારો દેહનો છે, ઓળખવાનો ફક્ત મુખ પાસે.
છતાં જગને જણાવે દેહનો, મળ તે સદંતરનો."

"હા, પણ ઘણી વાર એમ બને છે કે જ્યારે બંન્ને સુખ અને દુઃખ સરખાંજ હોય ત્યારે સુખને દાબી દુઃખજ ઉપર તરી આવે છે કેમકે,

"કરાવો સ્નેહ ગર્દભ અશ્વ એ બેને ઘડી બેના,
છતાં પણ અશ્વ સંગતથી શીખે છે શબ્દ ભૂંકવાનો.
જમાડો શ્વાનને મિષ્ટાન્નના ભાવે ભલાં ભોજન,
પરંતુ નર્કને ભાળી જરૂર તે ત્યાંજ ઝૂકવાનો.
ધવલરંગી સુમનમાળા ભલા! કરની કને જોઈ,
બદામી રંગ તો નિજ શ્યામતા દેખી ભડકવાનો."

"ભાઈ! એજ પ્રમાણે મને પણ સામટાં ત્રણ દુઃખો પડયાં છે, મારી પત્નિનો અવસાન કાળ અને બંન્ને પુત્રીના ખુન થયાં છે એટલે પછી આનંદ તો કયાંથી હોય વારૂ!"

"ખુન! આપની બે પુત્રાના ખુન! અરે કયા અધમ પુરૂષે એ કામ કર્યું વારૂં!" નરેન્દ્રે આશ્ચર્ય પામી પૂછયું અને ઉમેર્યું; "મારી ભગિનીના જે ચંડાળે ખુન કર્યાં હશે તેમણે જાણવું જોઇએ કે,

"ફરી આ કાર્ય તેણે સર્પના મુખમાં મૂકયું શીરને,
લઇને ડંસ બદલો વેરનો વળશે જરૂર આજે!
ત્રિલોકે જયાં હશે ત્યાંથી અધમએ દેહને ગોતી,
ચીરૂં સમશેરથી છાતી! હ્રદય બસ વેરથી ગાજે!
મુકયો છે હાથ, અગ્નિમાં ફરી આ ખૂનના કૃત્યો,
પછી પસ્તાઇ કહેશે દેહ આ અગ્નિ થકી દાઝે!

"વારૂં પણ એ કાર્ય માટે આપને કોના ઉપર શંકા થાય છે? શું એમના ખુન થાય એવો કોઇ પ્રકારનો સંભવ હતો ખરો કે?"

"નહિ, એવો સંભવ તો ન હતો પરંતુ મને મારી સાળીની પુત્રી સુહાસીની ઉપરજ આ સંબધમાં શક આવે છે, તેને મેં આજપર્યન્ત પાળી પોષી મોટી કરી છે પરંતુ પૈસાના લોભને વશ થઇ આ કાર્ય તેણેજ કર્યું હશે એમ મને લાગે છે !"

"જો કાકાજી ! એમજ હતું તો આપે એ અધમ પુત્રીને શા માટે આપના ગૃહમાં વિશ્રામ આપ્યો વારૂં ! આજે એજ દયાના બદલામાં આપને શું મળ્યું ? દુઃખ અને શોક ! તો પછી એવુ કાર્ય કરતાં પહેલાંજ આપણે વિચાર કરવો જોઇએ ને !"

"તે ખરૂંજ છે પણ શું કરૂં મારૂં હૃદય દયાળુ છે, અને તેથી જ હું નાનાવિધ ખતા ખાઇને અતે દુઃખી થાઉં છું પરંતુ છતાં મને શિક્ષા આવતી નથી અને હું લોભાઉં છું. શરીર રૂપી ફૂલ ઉપર જેવી રીતે હરિના બાળક રૂપ આત્મા લોભાય છે તેમજ મારૂં પણ થયું.

"ઉપરથી પુષ્પને જોઇ, નિહાળી રંગબેરંગી,
ભૂલાવામાં પડી પ્હેલાં, હરિનો લાલ લલચાયો.
કર્યું પોલીશ ઉપરથી, તે કટાઈ નષ્ટ થઈ જાતાં,
દીસ્યું આ કોયલો બદમાસ, થઇને પુષ્પ અથડાયો.
તહાંથી લાત લઇ શરણે, ગમન કરી ધર્મને આવ્યો,
ધરમ નિજ બંધુ પ્રભુનો એ, નિહાળી બાળ હરખાયો.
પરંતુ અકમા ડાઘા પડયા, મોઢે થતાં કાળું,
અરે ! ઔલાદ આ છે, કોલસાની ધુર્ત પરખાયો.
પ્રકટતા દંભ એ ટહુકા, વિહંગોની કરી જોઇ,
ઠર્યુ બચ્ચું ગધેડીનું, અરે ! સ્વર ધુર્ત પકડાયો.

• કરી કરણી કથી ઇર્ષા, ભુંકયાથી સાફ સપડાઇ,
સિંકારી શ્યામતા કુલનો, બદામી રંગ બદલાયો ! "

આજ પ્રમાણે મારો ઘાટ થયો અને મેં સ્વહસ્તેજ મારા કુટું-બનું સત્યાનાશ વાળી દીધું ! પણ હવે શો ઉપાય.

" પણ કાકાજી ! હવે તેનો શોક કરવો નકામો છે, ડરો નહિ ! હું જેમ બને તેમ એ ખુનની સત્વર તપાસ કરી આપને એનો પત્તો અવશ્ય મેળવી આપીશ ! "

" ઠીક નરેન્દ્ર ! હવે આજે મેં મારા સાળાની પુત્રીને અત્રે બોલાવી છે એટલે આપણા ગૃહની વ્યવસ્થા તો સઘળી તે કરશેજ. પરંતુ તમો આ નોકર ચાકરો પર બરાબર લક્ષ આપો અને જુઓ કે હવે પુનઃ આપણા ઘરમાં કાંઇ આવો અનિષ્ટ બનાવ બનવા પામે નહિ ! "

" કાકાજી ! હવે આપ તેની ચિંતા ન રાખો ! હું કાળાંતરે પણ આપણા ગૃહમાં પુનઃ આવો અનિષ્ટ પ્રસંગ આવવા દઇશ નહિ. જ્યાં સુધી મારી દેહમાં જીવ હશે ત્યાં સુધી હું આપની યથામતિ સેવા કરતો રહીશ." આ વાતચિત ચાલતી હતી એટલામાં રસોઇયાએ આવીને કહ્યું, " બાપુજી ! ભોજન તૈયાર છે, ચાલો ! "

"આ તમારી જોડે કોણ છે ? " મોહનરાયે નરેન્દ્રને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો.

" એ મારો એક મિત્ર છે, તેનું નામ ગંગાધર બાબુ છે, થોડા દિવસ અહીં રહ્યા બાદ તેઓ પાછા પોતાને ત્યાં ચાલ્યા જશે ! " નરેન્દ્રે ઉત્તર આપ્યો. સઘળા જમવા માટે ઉઠી ગયા, રસોડામાં જતાંજ તેમને માલમ પડયું કે મધુકર પણ આજે ત્યાંજ જમવા આવનાર છે અને તે બાબત તેણે રસોઇયાને પહેલાંથી ખબર પણ આપી દીધી છે. ભાણા પિરસાઇ રહ્યા કે મધુકર પણ ત્યાં આવી પહોંચ્યો. સઘળા

જમ્યા અને હાથ ધોઇ પાછા દિવાનખાનામાં આવીને બેઠા. મધુકરે વધારે ખોટી ન થતાં તરતજ કપડાં પહેરી ત્યાંથી રસ્તો કાપવા માંડયો, પણ અર્ધા માર્ગમાં જતા તેને જણાયું કે પોતે જે કોટ પહેરી લીધો હતો તે પોતાનો નહોતો પરંતુ રાવસાહેબને ત્યાં આવેલા નરેન્દ્રના મિત્ર ગંગાધર બાબુનો હતો. તેને તે કોટના ખીસ્સામાં હાથ નાંખતાંજ તેમાંથી એક કોથળી જડી આવી. કોથળી ઉઘાડતા અંદરથી બેચાર પત્રો નિકળ્યા. મધુકરે તે વાંચ્યા અને વાંચતાની સાથેજ પોતાનો ડ્રેસ બદલી નાંખી એક ગરીબ પ્રવાસીને શોભે એવા કપડાં તેણે પહેરી લીધાં. પાપીઓનો પ્રપંચ ફુટવાની શરૂઆત થઇ.

વાંચક ! તને શંકા થશે કે આપણે મધુકરને તો એક અંધારી ગુફામાં છોડી આવ્યા છીએ. તો તે પાછો અહીં કયાંથી આવ્યો હશે ! પરંતુ મધુકર આવા ભોંયરામાં પડી રહેવાને જન્મ્યોજ નહોતો. તેણે તો મૃત્યુ સાથે ખેલવાજ જન્મ લીધો હતો. તે જે ભોંયરામાં હતો તે જગાએ એક લોખંડની સુશોભિત પેટી મુકેલી હતી. પેટી એટલી મોટી હતી કે તેને જરાપણ ઉપાડી શકાય એમ નહોતું, તેણે ગમે તેમ કરી તે પેટીનું ટાળું તોડયું, તો તેને માલુમ પડયું કે એ પેટીમાંથી એક સીડી મૂકેલી હતી અને તે સીડી છેક ભોંયરામાં ઉતારેલી હતી. મધુકર એ સીડી મારફત નીચે ઉતરી પડયો અને જોયું તો ત્યાં એક મોટો વિશાળ ઓરડો દેખાયો. ઓરડામાં નાના પ્રકારના શસ્ત્રાસ્ત્રો મૂકેલા હતા. તેણે તે સર્વ જોયા, પણ તેમાંથી એકને પણ તેણે હાથ લગાડયો નહિ, અને સીધો આગળજ ગયો. આગળ જતાં એક મોટી દિવાલ આવી. એ દિવાલના મધ્ય ભાગમાં એક પીત્તળની કળ હતી. તે કળ દબાવતાની સાથેજ ઉપરથી એટલા બધા પત્થરો

તૂટી પડયા કે તેના ભારવડે મધુકર દબાઇ ગયો. તે અત્રેજ મરણ પામત, પણ સુભાગ્યે એક પત્થર ફરી એજ કળપર પડતાં તે દિવાલના બે ભાગ થઇ ગયા અને સામેથી ઝુળઝુળ પવન તથા પ્રકાશ ફેલાઇ રહ્યા ! વળી તે સાથેજ જે જમીનપર મધુકર સુતો હતો તે જમીન ત્રાંસી થઈ બધા પત્થરો ગબડી ગયા, માત્ર મધુકરજ ત્યાં ચોંટી રહ્યો. પ્રકાશ આવતાંજ તેને શુદ્ધિ આવી અને તે બહાર નીક-ળ્યો તેને માલમ પડયું કે પોતે હવે બહારની શુદ્ધ હવામાં–પ્રકાશમય ભૂમિમાં આવ્યો છે. તેણે તરતજ આસપાસ એક નજર નાંખી અને પાછું ચાલવા માંડયું. તેને લાગ્યું કે હવે તે નિર્વિઘ્ને બહાર નિકળી જશે પણ તેમ થઇ શકયું નહિ, તે આગળ જતાં જતાં એક દિવાલની થડ પાસે આવ્યો અને ત્યાંથી એક સાંકડી ગલીમાં પેઠો. મધુકરને લાગ્યું કે આ ગલીમાં પેસતાંજ તેની બે દિવાલો પાસે આવી જશે અને પોતે કચડાઇ મરશે. આ ભયથી તે જ્યાંથી આવ્યો હતો ત્યાંજ પાછો ગયો અને સંધ્યાકાળે જે માણસ તેને ભોજન આપવા આવ્યો તેના માથામાં તેણે જોરથી એવી મુકી મારી કે તે બેભાન થઇ ગયો, મધુકરે તેને ઉંચકી લીધો અને પાછો પોતે એ દિવાલ પાસે આવીને ઉભો રહ્યો. તેને શુદ્ધિ આવતાંજ મધુકરે તેની સામે પિસ્તોલ તાકી અને કહ્યું; "બદમાસ ! આ ગલીમાંથી ચાલ્યો જા ! જો જરા પણ આઘો પાછો થશે તો તરતજ જીવ લઇશ !"

મધુકરની વિકાળ મૂર્તિ જોઇ પેલો ધુર્ત તરત નીચે બેસી ગયો અને દિવાલની નીચેની એક કળ દબાવી તે સાથેજ એ ગલીમાં એક બીજી દિવાલ એવી રીતે વચ્ચે આવી ગઈ કે તે બન્ને દિવાલો હવે એક થઇ શકે એમ રહ્યું નહિ. પેલો ધુર્ત આમ થતાં તેમાં ઘુસ્યો. મધુકર પણ

તેની પાછળ ઘુસી ગયો. દ્વારની બ્હાર આવતાંજ મધુકરે પોતાની કટારી તેને લગાવી દીધી, તે ગરીબ અનુચર મધુકરની કટારીનો ભોગ થઇ પ્રભુને પથે પડયો. હવે મધુકરે બની શકે એટલી ત્વરાએ પોતે પોતાનો માર્ગ લીધો અને તેથીજ આપણે તેને રાયસાહેબના ઘરમાં જમતો જોઈ શકયા !!!

# પ્રકરણ ૯મું.

## મેતાપ મરાયો !



મધુકરને માધુસિંગના ખિસામાંથી જડેલા પત્ર ઉપરથી તે એકદમ રાતોરાત શ્રીગંજ નામક ગામને રસ્તે વળ્યો, દિનાજપુરથી શ્રીગંજ જવાનો પંદર કલાકનો માર્ગ હતો. તે બીજે દિવસે રાત્રીના મધ્યાન કાળે ત્યાં જઇ પહોંચ્યો. શ્રીગંજ ઘોર અરણ્યમાં આવેલું હતું. ત્યાં માત્ર દસથીબાર ભીલ લોકોનાજ ઘરો હતા. મધુકર એ અરણ્યમાં પેઠો, તેવાજ તેણે પોતાના તે વસ્ત્રો ઉતારી નાંખ્યા અને મોટા વેપારીને શોભના કપડાં પહેરી લીધા. તેણે પોતાના ગળામાં એક બહુ મુલ્ય સોનાનો ગોપ ધારણ કર્યો, આંગળીએ વીંટી અને પોંચી પ્હેરી લીધી અને હાથમાં એક સુશોભિત પાકીટ ધારણ કર્યું. એ પ્રમાણે તે એ અરણ્યની ઘટામાં પેઠો ત્યાં જતાંજ થોડેક દૂર તેણે એક અબુધ ગામડીયાને બેઠેલો જોયો. તે પરથી તેણે

તેને પૂછ્યું, " અલ્યા ! અહીં મેતાપસિંગની ધર્મશાળા છે કે ? "

" એ હા, આમ સીધાજ હેંડયા જાઓ ઇ નોકની દાંડી ઝાલીને જાશો તો ઇ મોટાવડની પાંહે જણાહે." તે ગામડીઆએ પોતાની સરળ ભાષામાં ઉત્તર આપ્યો. મધુકર એજ માર્ગે આગળ વધ્યો. તે થોડુંક દૂર ગયો એટલે તેની નજરે એક ઝુંપડી પડી. તે ઝુંપડી જોતાંજ અંદર ગયો અને આમ તેમ નજર નાંખતો ઉભો રહ્યો, એટલામાં ત્યાં વીસ બાવીસ વર્ષની એક સુલલિત સ્ત્રી આવીને ઉભી રહી. તેને જોતાંજ મધુકરે પૂછ્યું, "બાઇ ! મેતાપસિંગની ધર્મશાળા તે આજ કે બીજી વારૂં !"

" આજ, પણ તમારે શુ કામ છે એ ધર્મશાળાનું ? તમો એ ધર્મશાળામાં વસવા કરતા ભાઇ ! જુદેજ સ્થળે તમારો મુકામ શોધી લો, આ ધર્મશાળા નથી પણ

" જગત જલ્લાદીઓના જુલ્મને, સંતાડવા માટે,
સકળના પ્રાણ હરવા, ધર્મશાળા આ કરેલી છે.
અને શયતાનના સીતમો, રૂધીરના તપ્ત શબ લાવી,
અરે ! આ ધર્મશાળાને જૂઓ ! સઘળી ભરેલી છે.
વસે અહીં તેજ જેના ભાગ્યનો પાસો ફર્યો અવળો,
જીવન દેવી જરૂર તે દેહની દૂર સંચરેલી છે ! "

" બ્હેન ! પણ તેથી તમારે ભય રાખવાનું કોઇપણ પ્રકારનું કારણ નથી. કારણ કે હુ એક વેપારી છું અને મારી ઇચ્છા તમારી સાથે કોઇપણ પ્રકારે વૈર કરવાની છેજ નહિ પછી મારે ભય રાખવાનું પ્રયોજન નથી."

"દુખી હું તપ્ત અંતર, માર્ગના શ્રમથી પીડાએલો,
શ્રમીત થાકે બનેલો એકલો હું તો પ્રવાસી છું.

ન ઈર્ષા વૈર, કાયા પ્રેમથી આખી ભરી મારી,
મને ભય શો હું રજની એકનો અહીંનો નિવાસી છું"

"ભાઇ! તે આપની વાર્તા સત્ય છે, છતાં આ ધર્મશાળા નથી કિંતુ એક ભયંકર લુટારાનો આશ્રમ છે. એટલે તેમાં રહેવું એ આપના જેવા ધનીક માણસોને બહુ જોખમ ભરેલું છે. માટેજ મેં આપને અહીંથી ચાલ્યા જવાની વિનંતી કરીને!"

"ત્યારે શું આ ખરેખર ધર્મશાળા નથી પણ બદમાસોનો અખાડો છે? તમો શું કહોછો, અહીં રહેવું એ ઘણુજ ભયકરછે?"

"હા, આજ પર્યન્ત લાખો માણસોના અહીં જીવ લેવામાં આવ્યા છે. જે માણસો આ ધર્મશાળામાં રાત્રી કાઢે છે તે બિચારો નિર્દોષ પ્રવાસી સુએ છે કે પછી જાગૃત થતોજ નથી. મેતાપસિંગની કટાર તેના પેટમાં પેસી તેનો હંમ્મેશને માટેજ અંત લાવે છે.

"મૂકી વિશ્વાસ આનંદે સુતા પંથી અભીત કેરાં
અમારી દુષ્ટ તલવારે જીવન તેના હણાયે છે."
અરે! આશા ભર્યા નિર્દોષ એ ભોળા પ્રવાસી ઓ,
મરણ મહાકાળની તે ગોદમાં અંતે તણાયેછે."

"પરંતુ મને એવા હજારો રાક્ષસોનો પણ જરાએ ભયનથી. જ્યાં સુધી મારી દેહ જીવયુક્તછે ત્યાંસુધીતો ત્રિલોકમાં પણ એવો કોઇ પુરૂષ નથી કે મારો વાળપણ વાંકો કરીશકે, કારણકે.

"નથી પરવા જીવન ધનની નથી ભય લેશ હૈયામાં,
ફણીધર હું ફુફાડા મારતા વિષથી ભરેલોછું.
તમે છો કાળપણ હું કાળનો મહાકાળ છું મોટો,
અનિલ રૂપ વિશ્વ આખામાં બધે હું વિસ્તરેલો છું."

"ઠીક,જો તમોને આટલી બધીજ હિંમત હોયતો પછી આનંદપૂર્વક અત્રે નિવાસ કરો હમણાંજ મેતાપસિંગ અને તેની પત્નિ કાળી અત્રે આવશે પણ તમો જરૂર સાવધાનતા રાખજો, આ ઘણુંજ ભયંકર સ્થળછે."તેણીએ ઉત્તર આપ્યો. એટલામાં દૂરથી મેતાપસિંગ આવતો જણાયો. મેતાપ સાથે તેની સ્ત્રી કાળી પણ હતીજ. તેઓએ મધુકરનો યથાશકિત સત્કાર કર્યો અને પછી એક ઓરડામાં તેને વિશ્રામ આપ્યો. મધુકર ત્યાં સુવાનું ઢોંગ કરી પડી રહ્યો. અર્ધી રાત્રી થઇ એટલે મેતાપ ઉઠયો, તેણે પોતાની સમશેર ખેંચી કાઢી અને મધુકરના ઓરડા તરફ જવા માંડયું પણ તરતજ પાછળથી આવી જે સ્ત્રીએ મધુકરને ત્યાં રહેવાનાં ભયની ચેતવણી આપી હતી તેજ અબળાએ મેતાપનો હાથ પકડયો અને દિન વાણીમાં કહ્યું, "બસકરો! મેતાપસિંગ! હવે પાપની હદ થઇ છે, હવે વધારે પાપ કરી આ દેહને પાપથીજ ભરો નહી! પસ્તાવો! જરા વિચાર કરો અને આ કાર્યનો પરિત્યાગ કરો. યુવાની તો આવાજ પાપકર્મોમાં પુરી કરીછે પણ હવેતો વૃધ્ધાવસ્થા ચાલે છે અને શીરપર,

" કહી :" ચાલો." વખત આવ્યો સફરપુરી થઇ જગની,
ઉઠો બાંધી હવે ભાથું જૂઓ! મહા કાળ બોલેછે.
અને આ નર્કના દ્વારો નિહાળો શાંત નયનોએ.
તમોને આપવા સત્કાર તે યમદેવ ખોલેછે,
કહોછો કયાં પ્રભુ! દુનીયા સુની થઈ સત્યથી સઘળી,
નહિ, આકાશથી કિરતાર જો તુજ પાપનોલેછે.
કુકર્મો તે કીધાં વિશ્વે વિમળ કંઇ પુકારી દમ,
બધા દુષ્કૃત્ય તારાં જો મુકાશી પાપ બોલેછે."

માટે આજપર્યન્ત જે થયું તે થયું પણ હવે આ દગાખોરીનો ધંધો

મૂકી આત્માને શાંતી થાય એવોજ માર્ગ સ્વિકારો! બાપુ! બાપુ! મારી આટલી વિનંતીનો જરૂર સત્કાર કરો. દયા કરો! દયાકરો!"

આ શબ્દો સાંભળતાંજ મેતાપે પાછળ ફરીને જોયું અને તુચ્છ-કારપૂર્વક સક્રોધ ઉત્તર આપ્યો, "અહો ચંડાળ છોકરી!

"મને મુજ કર્મથી મિથ્યા ચલિત કરવા ચડી પાછી,
અધમ મુજને ગણી દુષ્ટા! શિખામણ આપનારી તું!
અરે! પાષાણ હૈયું આ દ્રવે શું શુષ્ક શબ્દોથી?
તડુકતા સિંહના આ બાળને સંતાપનારી તું!
કરૂં ટુકડા જરૂર તારા ચલાવી શસ્ત્ર ખંજરને,
છતાં આવે દયા પાછી અહા! નિર્દોષ નારી તું!

"જા! જા! ચંડાળ! તારૂં કાર્ય કર, યાદ રાખ મને મારા કર્મોથી રોકવાનું પરિણામ એવું ભયંકર આવશે કે તારા શરીરના ટુકડે ટુકડા થઈ જશે. તારો નાશ-વિનાશ થશે-સત્યાનાશ જશે."

"બાપુ! મારા કલ્યાણને માટે નહિ પણ તમારાજ આત્માના શ્રેયને માટેજ મારી તમોને પ્રાર્થના છે, આ કુકર્મો તજવાથી, અને, પ્રભુનાજ સ્મરણમાં આયુષ્યને અર્પણ કરવાથીજ તમારૂં વાસ્તવીક કલ્યાણ થશે, કારણ કે—

"પ્રવાસી આપણે કિરતારના બાળક બધા જગમાં,
અને વસવા અહીં દુનીયા પ્રભુની ધર્મશાળા છે
જીવન, ધન, મોહ, ને આ વિશ્વના સઘળા સંબંધો તે,
અરે! આ શુષ્ક હૈયાએ સર્જેલાં સર્વ ચાળા છે!"

એટલે આ જગત બે ઘડીનું મુસાફરખાનુંજ છે તો પછી તન ધનના માયામોહમાં ફસી આયુષ્ય બગાડવાનું કાંઇ પ્રયોજન નથી.

પુનઃ આપને વિનવું છુ મારી ખાતર નહિ તો પ્રભુની ખાતર પણ પ્રભુને યાદ કરો! યાદ કરો!"

"એમ ચંડાળ! શું હું આ જગતનો મુસાફર છું અને તું અહિંની ચિરકાળ નંદિની નિવાસીની છે. સુધા! સુધા! આજ પર્યંત પાળી પોષી મોટી કરી. બાલિકાની માફક લાડ લડાવ્યા તેનો તું બદલો આપે છે અહા!

"નહોતું એમ જાણ્યું કે મધુર પય હું રહ્યો પાઇ,
મને થઈ સર્પ બાલા તે દઇ વિષ વાળશે બદલો!
ઉછેર્યાનું પરમ ફળ આ ભૂલી ઉપકાર સહુ મારા,
ચિરી તુજ કંઠ આ તલવારથી આપુ તને બદલો!"

એમ કહી મેતાપે પોતાની પિસ્તોલ બરાબર સુધા પર તાકી પણ તે સુધાને વાગે તે પહેલાંજ પાછળથી એક ગોળી આવી અને તેણે મેતાપના પ્રાણને પ્રભુના દ્વારમાં પહોંચાડી દીધા. તે ગોળી છોડનાર ક્રોધથી પુકારતો હતો.

"જગતને પાપથી સંતાપનારા દુષ્ટ ઓ પ્રાણી!
સકળને જુલ્મની જંજીરથી છોડાવનારો હુ!
તું છે મહા સર્પ વિષવાળો દીએ છે ડંશ દુનીયાને,
ગરૂડ છું પ્રાણ તારાને જરૂર સંહારનારો હું!"

એમ કહી તેણે ક્રોધમાંજ પોતાની સમશેર મેતાપના કંઠ ઉપર એવી જોરથી લગાવી કે તેનું શીર દૂર ઉડી ગયું પણ તેજ સાથે તેના કંઠમાંથી એક સુવર્ણમાળા નીકળી પડી, તે જોતાંજ મધુકર આશ્ચર્યમાં લીન બની ગયો!



# પ્રકરણ ૧૦ મું.

## કાળી છે પણ કામણ ગારી !

"જગત કહે છે પ્રભુ દુનીયા થકી છે દૂર આકાશે,
અરે ના ! ના! જગતમાં તે રહીને ન્યાય આપે છે !
પ્રપંચી ધુર્ત લોકોના કુકર્મોની થતાં વૃદ્ધિ,
અદલ ઇન્સાફને કાંટે બધા અન્યાય માપે છે !
અધમ કૃત્યો છુપે છે ચાર પળ અંતે પ્રકાશાવી,
પ્રભુ તેવા કુટિલ જનની પ્રપંચી દેહ કાપે છે !



મધુકરે જેવી તે સુવર્ણમાળા જોઈ તેવીજ તે આશ્ચર્ય પામ્યો અને તેણે ત્યાંથી બીજા ખંડમાં મેતાપસિંગની પત્નિ કાળી સુતેલી હતી ત્યાં જઇ તેના વાસામાં એક લાત મારી અને બોલ્યો, "ઓ દુષ્ટા ! બોલ ! બોલ ! આ સુવર્ણમાળા તમોને કયાંથી પ્રાપ્ત થઇ હતી આવું કિંમતી રત્ન તમારા નિર્ધનની પાસે કયાંથી આવ્યુ !"

" અમોએ એ સુવર્ણમાળાની કિંમત જટલાજ પૈસા આપી એક પ્રવાસી પાસે તે ખરીદી લીધી હતી. "

"કાળી ! કાળી ! તમારા ઢોંગની હવે અવધી આવી છે. તમારા પ્રપંચો પરાકાષ્ટાએ પહોંચ્યા છે. અને તમારા મૃત્યુનો ઘોષ જુઓ આકાશથી ગર્જના કરી રહ્યો છે, ત્યારે આ પાપ છુપાવવાનો હવે

વધારે પ્રયત્ન કરવો નકામો છે. બોલ ! અધમ સ્ત્રી ! આ સુવર્ણમાળા ક્યાંથી આવી ! કોણે આપી ?" એમ બોલતાની સાથેજ તેણે એક લાત કાળીને એવા જોરથી મારી કે તે જમીનપર ઢળી પડી, પાછી ઉઠવાની ચેષ્ટા કરે છે ત્યાં ઉપરથી બીજી લાત મારી. મધુકરના પ્રહારથી ભયભીત થઈ તે અધમ અબળા કંપવા લાગી અને તેણે હાથ જોડી કહ્યું, "ઓ ભાઈ! આમા અમારો જરાપણ દોષ નથી. આ સુવર્ણ-માળા તો મારા પુત્ર માધુસિંગના મિત્ર રામસિંગેજ અમોને આપી છે. તે સિવાય અમો એ સંબંધી બીજી કોઇપણ વાત જાણતા નથી તે તમારી હોય તો તમો ખુશીથી પાછી લઇ જાઓ પણ કૃપા કરી અમોને મારશો નહિ—મારો પ્રાણ લેશો નહિ !"

"રામસિંગે તમોને આપી ! પણ તેણે તે ક્યાંથી અને કેવી રીતે મેળવી !" મધુકરે સક્રોધ પૂછ્યું

"ભાઇ ! આજથી દશવર્ષ ઉપર અમારી આજ ધર્મશાળામાં તમારા જેવોજ એક વર્ધમાનપુરનો શ્રીમંત મુસાફર આવ્યો હતો, તે ઝવાહિરનો વ્યાપારી હતો તેજ દિવસે રામસિંગે રાત્રીએ તે વ્યાપારીનું ખૂન કરી તેનો બધો દ્રવ્ય સંચય પોતે લૂટી લીધો. માત્ર અમારી ધર્મશાળામાં આ ખૂન થયું માટે તે છુપાવવા તેણે અમોને આ સુવર્ણમાળાની ભેટ આપી. ભાઇ! ઇશ્વરના સમ ખાઇને કહું છું કે એમાં અમો એ સિવાય બીજું કશું પણ જાણતા નથી !"

"કાળી ! રામસિંગ અને માધુસિંગ એ બંન્ને કોણ છે ?"

"રામસિંગ એ પ્રખ્યાત થએલો નામચીન લુટારો છે, તેના બાહુમાં અપાર બળ અને શક્તિ છે, તથા આખી સૃષ્ટિને ધ્રુજાવવાનું તેનામાં સામર્થ્ય છે અને મારો પુત્ર માધુસિંગ એ તેનો મિત્ર છે. તેઓ

બંન્ને મળી લુંટનો ધંધો ચલાવે છે. તેમણે આજપર્યન્ત ઘણુંજ દ્રવ્ય મેળવ્યુ છે અને હજી મેળવતા જાય છે!"

"કાલી! કાલી! હવે એ બંન્ને નરાધમોનું આવી બન્યું છે. તારો પુત્ર માધુસિંગ પણ હવે આ સૃષ્ટિનો થોડાજ સમયનો મહેમાન છે. કાળી! તેમણે આજપર્યન્ત અનેક પાપો કર્યા હશે પણ હવે તે છુપાવવા છુપે એમ નથી, હું તેઓનો કાળપુરૂં તેમનો જીવ લેવાજ અહીં આવ્યો છું."

"ભાઇ! પણ એમાં માધુસિંગનો શુ દોષ છે, તે તો રામસિંગ ના લોભાવ્યાથીજ આ કાર્યમાં પડયો છે એટલે ખરો ગુન્હેગાર તો રામસિંગજ છે, તેનોજ જીવ લેવો ઉચિત છે. ભાઇ! એ રામસિંગેજ આજ પર્યન્ત અનેક લાલચો આપી દગા ફટકા કરી અમને આ ખરાબ માર્ગે ઉતાર્યા છે તેમાં અમારો જરા પણ વાંક નથી!"

"બસ કર! બસ કર! કાળી! આ અધમ વચનોનો ઉચ્ચાર કરી મારા કાનને અપવિત્ર બનાવ નહિ, ચાલ! બતાવ મને તમોએ વર્ધમાનપુરના વેપારીનું ખૂન કર્યા પછી તેનુ શબ કયાં નાંખ્યુ છે, તેનું શું કીધું છે!"

"તેનું મૃતક શબ આ પાછળની ઓરડીમાંજ દાટવામાં આવ્યું છે અને તેની પાસેની બીજી ઓરડીમાં બીજા પણ જે જે માણસોના અહીં ખૂન થયા છે તેમના પણ મૃતક શબો પડેલાં છે ચાલો તમોને ને સઘળા બતાવી આપું!" કાળી આટલો ઉત્તર આપતાં આપતાં મધુકરને તે ઓરડામાં લઇ ગઇ. મધુકરે તરતજ પાસેનો બીજો ઓરડો પણ ઉઘાડયો અને જોયું તો જણાયું કે તેમાં અસંખ્ય મુડદાંઓનો ઢગલો વાળવામાં આવ્યો હતો અને તે સઘળા સડી જઈ તેમાંથી ભયંકર પ્રકારની દુર્ગંધ ત્યાં ફેલાવા પામી હતી. મધુકરે તે ઓરડો

બંધ કરી દીધો અને જે ઓરડામાં વર્ધમાનપુરના વેપારીને દાટવામાં આવ્યો હતો. તે ઓરડામાં આવી તેણે ખોદવા માંડયું. કાળી પાસે દીવો કરાવી મંગાવ્યો અને મધુકર ત્યાં ખોદવા લાગ્યો. ખોદતાં ખોદતાં એજ જગ્યાએથી એ વેપારીની લાસ નીકળી આવી. મધુકરે તેને ઓળખી. ઓળખતાંજ તેના મોઢામાંથી એકદમ ઉદ્‌ગારો નીકળ્યા,

"જરૂર આ ખુનનો બદલો કરીને ખુન હું વાળુ!
પ્રજાળી પડ એ શયતાનના સીતમો મટાવી દઉં!
ભયંકર જાળ આ આશા તણી પથરાઈ તે ચીરી,
જુલમ--અંગાર એ જલ્લાદના જલ્દી હડાવી દઉં!
પિતાના ખુનનો બદલો ખુનીનું લોહી પી જઈને.
ભવે આ વાળવા આજે ફરી પાછી પ્રતિજ્ઞા લઉં!"

તેણે તે શબને બહાર કાઢયું અને બહાર જઈને કાળી પાસેજ તેના લાકડાં માગી તેને અગ્નિ સંસ્કાર આપ્યો. શબ પ્રજળીને રાખ બની ગયા પછી મધુકર પાછો અંદર આવ્યો અને પોતાની બેગ ઉઘાડી કાગળ કાઢી તેમાં કાંઈક લખવા લાગ્યો. પરંતુ એટલામાં તેની ઉપર ઉપરથી બળતા લાકડાઓ અને ભારવટીયાઓ તુટી પડયા. મધુકરે જોયું કે કાળી એ મકાનને આગ લગાડી દીધી છે. તે તરતજ પ્રયત્ન કરી ત્યાંથી બહાર નીકળી આવ્યો. બહાર કાળી અને સુધા ઉભાં હતાં તેણે કાળીને એક તમાચો એવા જોરથી માર્યો કે તે જમીન પર ગબડી પડી. ત્યાં એક મોટું વડનું વૃક્ષ હતું. મધુકરે કાળીને તે વૃક્ષ સાથે એવા તો જોરથી બાંધી કે તે મરણ વેળાના ચિત્કાર કરવા લાગી. મધુકરે તેની કશી પણ દરકાર કરી નહિ. તે સુધાને લઇ ત્યાંથી પ્રયાણ કરી ગયો. મધુકર વિચારવા લાગ્યો કે મોહનરાયના ગૃહેથી જે કોટ

મેં ભૂલથી પહેરી લીધો તે પુરૂષ અવશ્ય માધુસિંગજ હોવો જોઇએ. અને જો તે માધુસિંગ હોય તો તેની સાથે જે નરેન્દ્ર નામ ધારી માણસ છે તે જાણીતો ધુર્ત અગ્રણી રામસિંગ હોવો જોઇએ અને તેઓએજ મોહનરાવને પુરેપુરો પાયમાલ કરી તેની મીલ્કત પચાવી પાડવાનો ઇરાદો રાખેલો હોવો જોઇએ, જો મારૂં આ અનુમાન ખરૂં હોય તો પછી મધુલતા અને સુહાસીનીનું હરણ કરનાર પણ એજ અધમ પુરૂષો હોવા જોઇએ અને તેમણે મોહનરાવની સઘળી મિલ્કત પચાવી પાડવા માટેજ આ પ્રમાણે તેના બધા વારસદારોનું ખૂન કરવાનો વિચાર કર્યો હોવો જોઇએ એમાં શંકા નથી. આ પ્રમાણે જો જાગીરદારના બધા વારસદારો પતિ જાય તો પછી નરેન્દ્રને નામે રામસિંગે મોહનરાવના સઘળી મિલ્કત તેના વારસદાર ભત્રિજા તરીકે પચાવી પાડવાનો તાગડો રચ્યો છે, એમાં કશો સંદેહ નથી અને નરેન્દ્રતથા ગંગાધર એ રામસિંગ તથા માધુજ છે એમાં એ લેશમાત્ર શંકા નથી. વળી જે ભોંયરામાં હું સપડાયો હતો તે ભોંયરૂં પણ રામસીંગનુંજ ગુપ્ત ગૃહ અવશ્ય હોવું જોઇએ. તથા મધુલતા અને સુહાસીની પણ એજ ભોંયરામાં બંદિવાન હોવાં જોઇએ. અહો ! ઇશ્વરનો કેટલો અપાર ઉપકાર ! જો મારા હસ્તથી આ ભૂલ ન થવા પામી હોત તો આ પ્રકારે મારાથી સઘળી તપાસ કદાપિ પણ થઇ શકી હોત નહિ ! ખરૂં છે કે

" મનુષ્યો તો નિમિત ભૂતમાત્ર છે સંસાર-અરણુવમાં,
અજબ કિરતારનો આ સૃષ્ટિ એ સઘળો તમાશો છે.
બિછાવી છે ભલી બાજી અહીં આ સોગટાં સાથે,
મનુષ્યો સોગટાં ને કાળ એ પ્રભુનોજ પાસો છે.

દુખો-દર્દો, આમંતાઇ, નીધનતા જીંદગી, મૃત્યુ,
પ્રભુના સોગટાં માટે વિસામો એજ ખાસો છે!"

મધુકર આગળ વધ્યો અને થોડેક દૂર જતાં એક મોટા સુંદર મહાલય પાસે આવી પહોંચ્યો. તેણે કમાડ ખખડાવ્યા! તેની સાથેજ એક વૃદ્ધ ડોસો બહાર આવ્યો, તેને ઉદ્દેશીને મધુકરે કહ્યું. "વિજયરાવ! મારી જોડે મારા એક પરમ વિશ્વાસુ મિત્રની સુધા નામની અવિવાહિતા કન્યા છે. હું તેને આપને ત્યાં મુકી જાઉં છું. કૃપા કરી તેનું યોગ્ય પ્રકારે લાલનપાલન કરજો અને તેને માટે જે ખર્ચ થાય તે મારી પાસે મંગાવી લેજો. વળી હાલમાં તો મારી પણ પ્રકૃતિ બહુ અસ્વસ્થ છે માટે મને પણ અહીંજ કોઇ જગ્યાએ સુવાના ગોઠવણ કરી આપી જરા ડોકટરને બોલાવી લાવો!"

વિજયરાવે એક ઓરડો ઉઘાડી આપી ત્યાં મધુકરને બિછાનું પાથરી આપ્યું અને સુધાને પોતાની વૃદ્ધ દાસી તિલોત્તમાની પાસે મોકલાવી આપી. એક નોકરને ડોકટરને તેડવા મોકલ્યો. મધુકરને વાંસા પર બળતા લાકડા પડવાથી સખ્ત ઇજા થેઇ હતી અને ત્યાં વ્રણ થઇ ત્યાંથી પુષ્કળ રૂધિર વહી જતું હતું. ડોકટરે આવીને યોગ્ય ઉપચારો ચાલુ કર્યા છતાં પણ તેના પ્રકૃતિ તો અસ્વસ્થજ થતી ગઇ અને ધીમે ધીમે સન્નિપાતના ચિન્હો જણાવા લાગ્યા. વાયુની અસર પ્રકટ થઈ અને મધુકરની પ્રકૃતિ ઘણીજ બગડીપડી, ખરેખર.

"જગતનો છે નિયમ સાધુ પિડા પામે ઘણી પોતે,
કસાઇને કુશળ તેના દુખો ઇશ્વર નીવારે છે.
સતિ અબળા ક્ષુધાના તપ્ત આંસુડા સદા સારે,
અને વેશ્યા વિલાસોમાં વધુ વૈભવ વધારે છે.

મધુરાં આમ્રફળ આપે સુધામય વૃક્ષ રઢિયાળું,
કુહાડીથી કૃતઘ્ની આ જનો તેને વિદારે છે.
પશુ નિર્દોષ કલરવથી બધું ઉપવન ગજાવીદે,
જુઓ તેને શીકારી લોહના લઇ બાણ મારે છે."

# પ્રકરણ ૧૧ મું

## ચુકતા પૈસા ! બાકી શા માટે !!



મોહનરાવના ઘરમાં નરેન્દ્રે લગભગ આનંદમાં એક માસ પુર્ણ કર્યો હવે તેને ત્યાંથી પોતાના બીજા કામો સંભાળવા જવાની જરૂર જણાઇ એટલે તેણે વિજયરાવ પાસે પોતાને બહારગામ જવાનું છે એમ જણાવી રજા મેળવી અને તરતજ ત્યાંથી શ્રીગંજ તરફ રવાના થયોમેતાપસિંગની ધર્મશાળા જે ગામમાં હતી તે ગામ શ્રીગંજ નામેજ ઓળખાતું હતું. નરેન્દ્ર એટલે રામસિંગ જેમ બને તેમ ઉતાવળે પગલે એ ધર્મશાળા તરફ ગયો પણ તે જઇને જુએ છે તો આખી ધર્મશાળા અગ્નિમાં બળીને ભસ્મ થઇ ગયેલી હતી. પ્રખર તાપને લીધે આસપાસના ઝાડ તથા પાન પણ તેની જવાળામાં બફાઇ મરણ પામ્યા હતા.–જીવન શુન્ય થઇ ગયા હતા પણ ત્યાં રાખનો જે વિપુલ

ઢગલો પડેલો હતો તે પરથી રામસિંગે અનુમાન કર્યું કે એ ધર્મશાળા થોડાજ દિવસો ઉપર બળીને ભસ્મ બનેલી હોવી જોઇએ અને હતું પણ તેમજ, આજે ફક્ત ત્રણ દિવસ પરજ એ ધર્મશાળા બળી જવાનો બનાવ બન્યો હતો, જે આપણે આગલા પ્રકરણમાં અવલોકયુંજ છે. આમ પોતાનું જુનું મથક બળીને ખાખ થઈ જવાથી રામસિંગને અપાર દીલગિરી થઇ અને તે એ શોકથી અશ્રુઓ ગાળતોજ પાછો ફર્યો. હમણાં તેણે પોતાના કપડા પણ બદલી નાંખ્યા હતા, જેથી તેને નરેન્દ્ર તરીકે અથવા કાયસ્થ જ્ઞાતિના ગ્રહસ્થ તરીકે પણ કોઇ ઓળખી શકે એમ નહોતું. તેણે પગમાં જોડી અને સફેદ સુરવાળ પહેરી હતી અંદર એક બદન અને ઉપર સુંદર કોટ ચઢાવ્યો હતો અને માથે સાદી કાળી ટોપી મુકી હતી એટલે તેનો દેખાવ એક પંજાબી પહેલવાન જેવો જણાતો હતો. રામસિંગ પાછો ફરી પોતાને માર્ગે જતો હતો પણ તે ત્યાંથી પ્રયાણ કરે તે પહેલાંજ તેને પોતાના નામની બુમ પડતી સંભળાઈ, તે તરત ચોંકયો અને જ્યાંથી એ શબ્દ આવતો હતો તે તરફ ગયો. ત્યાં જઇને જૂએ છે તો એક વડના વિશાળ વૃક્ષ સાથે કાળીને બાંધેલી હતી, તેની આંખો અન્નવિના ત્રેહકાતી હતી, શરીર ધ્રુજતું હતું અને માથે ચકકર આવતા હતા. તેને જોતાંજ રામસિંગે પૂછયું "કાલી! સુધા કયાં છે મેતાપ કયાં છે, અને તને આમ બાંધી કોણે! આ ધર્મશાળા કોણે બાળી મુકી!"

"રામસિંગ! સુધા જીવતી છે કે મરી ગઇ તેતો પ્રભુ જાણે પણ મેતાપ તો ગયો પ્રભુને ઘેર! મારા ઘરની આમ દુર્દશા થઇ અને મને આ બંદિવાસ ભોગવવો પડયો, તારે પાપે! ચંડાળ! અધમ! તારે પાપે મારા ઘરની પાયમાલી થઇને બેહાલી થઈ છે, અને અમે અમારા જાન ખોયાછે, રામસિંગ!

"અધમ તુજ પાપને પંથે અમે અધાભની ચાલ્યા,
પરોવી પ્રાણ મેં તેમાં જીવનથી હાથ ધોયા છે."
પીડા આ પાપની વ્હોરી નસીબને નર્કમાં દોરી,
સ્વહસ્તે દેહમાં ખંજર લગાવી પ્રાણ ખોયા છે.
સજા તેની જુઓ! યમદંડ આ આકાશથી આવે,
સ્વજનના ગાત્ર તરફડતાં, નજરથી આજ જોયાં છે!"

"કાળી! જન્મ આખો પાપમાંને પાપમાંજ વિતાડી શું તે મારાજ પૈસાથી સુખવૈભવ ભોગવ્યો નથી! આ નિર્ધન ઝુંપડીમાં પણ તે મારા પ્રભાવથી ભાત ભાતના ભોજન ઉડાવ્યા નથી અને આજ જ્યારે તારા ભાગ્યથી તું દુઃખમાં આવી પડીછે ત્યારે દોષ મારો કાઢેછે!

"બધાને કર્મની શિક્ષા મળે જેને ગુન્હો જેવો,
મળી શિક્ષા તને તેમાં કહે શો દોષ મારો છે?
ન રાખી સાવચેતી ધુર્તની વિદ્યા ન જાણ્યાથી,
પડેજે સંકટો તેમાં ગુન્હો સઘળો તમારો છે!

પણ બોલ! સુધા જીવતી છે તોને કયાં છે, તેને કોણ લઇ ગયું છે અને શા માટે તેને લઇ જવામાં આવી છે!"

"રામસિંગ! જેણે આ મકાનના માલિકનો જીવ લીધો છે તેણેજ આ મકાનનો પણ નાશ કર્યો છે અને તેજ સુધાને પણ ઉંચકી ગયો છે પરંતુ તેને કયાં લઈ જવામાં આવી છે અથવા કયાં સતાડી છે તેની તો મને ખબર નથી." આ શબ્દો સાંભળતાંજ રામસિંગે પીઠ ફેરવી ચાલવા માંડયું. અને કાળીને તેવીજ દશામાં રાખી મૂકી. રામસિંગને ચાલ્યો જતો જોઇ તે વૃદ્ધાને અપાર દુઃખ થયું અને તેણે બુમ પાડી, "ઓ ચંડાળ! અધમ! મને આ બંદિવા-સમાથી છૂટી તો કર! જો, જરા જો! આ દોરડાના બંધનથી મારા

શરીરે લોહી નીકળ્યું છે, આજ ત્રણ દિવસથી હું ઉપવાસી છું અને તેથી મૃત્યુની અણીપર છું. મારા હસ્તનું-મારા ઘરનું અનેક વેળાએ ખાઇ જનાર એ રામસિંગ! દયાકર! દયાકર! અને મને અહિંથી મૂકત કર!"

રામસિંગે આ જવાબની જરાપણ પરવા કરી નહિ અને તરતજ ત્યાંથી પોતાને માર્ગે પડયો.

સંધ્યાકાળનો અવસર હતો. જ્યાં ત્યાં વૃક્ષોપર પક્ષીઓના ટોળે ટોળાં ઉડા ઉડ કરતા હતા. પાસેથી રામભદ્રા નદિનો નિર્મળ શાંત પ્રવાહ વહેતો હતો. આકાશ નિર્મળ અને શાંત હતું, થડો પવન આવતો હતો. ભગવાન સૂર્યનારાયણ સંસાર સમસ્તના પિશાચ કર્મથી જાણે શરમાતા અસ્તાચળ ઉપર છુપાઇ ગયા હતા. પ્રકૃતીદેવીની અનુપમતાનો ત્યાં સાક્ષાત્કાર થતો હતો, એવા અપૂર્વ અવસરે સુધાની શોધ કરતો રામસિંગ ત્યાં આવી પહોંચ્યો, દૈવયોગે ફરવા નીકળેલી સામેથી સુધાજ આવતી તેની દ્રષ્ટિએ પડી તેવોજ રામસિંગ કુદયો અને તેણે તેની ગળચી એવા જોરથી પકડી તેને પછાડી કે તે ત્યાં બેભાન થઇને ઢળી પડી. રામસિંગે તેને ઉંચકી લીધી અને ત્યાંથી એકવૃક્ષ નીચે આવીને બેઠા. અહીં સુધાને શુદ્ધિ આવતાંજ તેણે રામસિંગને પૂછયું, "રામસિંગ! મને અહીં શા માટે લાવવામાં આવી છે! અરે! હજી પણ શું તું મારા સુખ સર્વસ્વનું સત્યાનાશ વાળતા ધરાયો નથી મને સર્વ રીતે પાયમાલ કર્યા છતાં શું હજી તારી પિશાચ વૃત્તિ શાંત થઇ નથી! શા માટે મારીજ પાછળ મંડયો છે! શું આ આખા જગતમાં હુંજ એક તારી દ્રષ્ટિએ પડું છું, આખો સંસાર તારે માટે સુનો થયો છે કે તું આમ મારોજ પીછો પકડી રહ્યો છે!"

આ સાંભળતાંજ રામસિંગે પોતાના કોટના ખીસામાંથી એક વિચિત્ર તલવાર ખેંચી કાઢી, તેનો ગોળ વીંટો વાળેલો હતો પણ તેને બહાર કાઢી ઝુકાવતાંજ તે મોટી સમશેર બની જતી હતી. રામસિંગે આ સમશેર બહાર કાઢી સુધાને પછાડી નીચે નાંખી દીધી અને તેના ઉપર તલવાર ઉગામી, સુધા આ જોઈ ગભરાઇ તો ખરી પરંતુ અડગ ધૈર્ય રાખી ઉભી રહી અને બોલી, "રામસિંગ! ભલે! ભલે! આ તારી તલવાર ચલાવી મારા કંઠને બેલાશક કાપી નાંખ! આ દુખી જીંદગીનો અંત લાવ અને આ સંસારના–નહિ નહિ શયતાની નરકાગારના વિકટપંથમાંથી મને એકે ઝપાટે મુક્ત કર એટલી તો દયા કર!" સુધાએ કહ્યું.

"નહિ થાય! નહિ થાય! સુધા! તે નહિ થાય!" રામસિંગે ઉત્તર આપ્યો, 'જો આ સમશેરથી પ્રથમ તો જે જીભે તું જગતને મારા દોષો દર્શાવે છે તેનોજ નાશ થશે! પછી આ તારા હાથ અને પગ કાપી નાંખી મારા કરેલા અપમાનનો બદલો વાળવા અર્થે તારા ધડને અહીંજ રાખી હું ચાલ્યો જઇશ. આ જંગલના ભુંડ ડુક્કર અને બીજાં પ્રાણીઓ ચુંથી ચુંથીને તારો જીવ લેશે!" આટલું બોલી રામસિંગે પોતાની તલવાર ઉગામી.

"દયાકર! દયાકર! ઓ હરામી! જરા તો દયાકર! સ્હેજ તો પ્રભુનો ડર રાખ! આ સૃષ્ટિમાં આવીને એકતો સારૂં કામ કરી લે કે પ્રભુના દરબારમાં તારા આત્માનો તેથી પણ પ્રવેશ થાય, રામસિંગ!

"જગત આ ચાર દહાડાની ખીલેલી શુભ્ર છે ચંદા,
તજી તેને પ્રભુના દ્વારમાં હાજર થવાનું છે.
કરી કર્મો કુડાં કાળા હજારોના ગળાં કાપી,
મિતમની વેઠવા શિક્ષા જરૂર તારે જવાનું છે.

વિષમ છે માર્ગ આ સૃષ્ટિ થકી કિરતારના ઘરનો,
અરી ધનની વખારો લઇ તને ત્યાં પ્હોંચવાનું છે !"

"નહિ ! કદી નહિ ! આ ધન ! પૈસો ! મેડી અને માળા ! તથા આ આપણી કાયા પણ અહીંજ રહી આપણે વિદાયગીરી લેવી પડે છે તો પછી મુજ રંક અબળા પર આટલો ક્રૂર કેમ થાય છે.

"દયા લાવો ! ન સંતાપો ! ન તાવો ! હું દુખી ભવની,
હવે મહા યત્નથી આ દેહ જઇ સુખમાં ઠરેલી છે.
ગયા છે કષ્ટ સઘળાંને થઇ પ્રભુની દયા દૃષ્ટિ,
ન સુખ દેખી શકે એ ? દેહ ઇર્ષાથી ભરેલી છે !"

રામસિંગ ! શું મારી દેહના હાલ હવાલ કર્યાથીજ તને સંતોષ થશે !"

"સુધા ! સુધા ! મારા પાપને ભર બજારે ગાનારીઓ સુધા !

"હૃદય આ સખ્ત છે પોલાદનું ત્યાં શું દયા માંગે ?
હળા હળ ઝેરથી આ દેહનું શોણિત ભરેલું છે !
ન માયા ! સ્નેહ ! કાંઇછે પ્રિતિ કે પ્યાર હૈયામાં,
રૂધીરના બુંદમાં પણ વૈરનું વિષ વિસ્તરેલુંછે !
અરે ! ત્યાંથી દયાના શુષ્ક ઝરણાં તું વહાવે શું ?
નહિ એ થાય ! શું તુજ શબ્દમાં જાદુ ભરેલું છે !

માટે ચાલ ! ચાલ ! અસહ્ય યાતના ભોગવવા તૈયાર થા ! મૃત્યુને ભેટવા તૈયાર થા ! મરવા તૈયાર થા !

"છરી આ ખૂનની ભૂખી પીચાડીશ ખુન હું તારૂં !
થશે ત્યારે પ્રફુલ્લિત તે પરમ સંતોષથી નક્કી.
હવે ના શોક કર ગરદન ઝુકાવી દે ! ઝુકાવી દે !
મરે છે યાદ કર ! તુજ કર્મ ! ને તુજ દોષથી નક્કી !"

સુધાને આ શબ્દો સાંભળી ખાતરી થઇ કે હવે કોઇ પણ પ્રકારે પોતાની મૂક્તિ થવી અશક્યજ છે ત્યારે તેણે પોતાનું શીર રામસિંગની આગળ ઝુકાવી દીધું અને કહ્યું, "ચાલ! ચાલ! ત્યારે હવે ઓ જલ્લાદ! તારી સમશેર ચલાવી આ દુખીની દેહનો અંત લાવ.

"ઝુકાવી બેધડક ગરદન બદન પર માર તલવારો!
કરી ખુન પાપની પ્યાલી ભલે પુરી ભરી લેજે.
સિતમ, જુલ્મો, ખૂનો, ચોરી કરી આ જીંદગી બાળી,
અને આજે ખુશીથી દેહ અબળાની હરી લેજે.
અધમ! આ શસ્ત્ર છે શયતાનના સઘળા સબંધીઓ,
હજી બાકી રહ્યાં પાપો ખચિત બાપુ! કરી લેજે!"

આ શબ્દો રામસિંગને કાને પડતાંજ તેની આંખમાંથી બે અશ્રુઓના ટીપાં નીકળી તે સુધાના માથા પર પડયાં! પાષાણ હૃદયમાંથી આ દ્રવેલું અમૃત જોવા ત્યાં કોઇજ નહોતું. રામસિંગે તલવાર નમાવી દીધી અને કહ્યું; "સુધા! સુધા! જો જીવનની આશા હોય તો હું જ્યાં લઇ જાઉં છું ત્યાં આવી તે ગૃહસ્થને કહેજે કે મને આજ પર્યંન્ત નિખિલ બાબુએ આનંદ પૂર્વક રાખી છે અને મને કોઇપણ પ્રકારના કષ્ટો પડવા દીધા નથી પણ જો યાદ રાખી લે! આથી એક પણ શબ્દ ઉલટો કહ્યો તો હું ત્યાંને ત્યાંજ તારો જીવ લઇશ! વારૂં સુધા! હવે તું કયાં છે! તને મેં રાખેલી ઝુંપડીમાંથી અત્રે કોણ લઇ આવ્યું છે?"

"રામસિંગ! તેની તો મને કશી ખબર નથી પણ હાલ હું જ્યાં સુખીની દશામાં રહું છું તે ગૃહસ્થનું નામ વિજયરાવ છે. અને તેઓ શ્રીગંજ જવાના માર્ગ પરજ જે વિશાળ અરણ્ય આવેલું છે ત્યાં પોતાના બંગલામાં રહે છે!"

"ઠીક, આ પણે એ વિજયરાવને ત્યાંજ જવાનું છે !" રામસિંગે ઉત્તર આપ્યો અને રામસિંગ તથા સુધા આગળ પોતાને પંથે પડયા, રામસિંગ સુધાને એક મોટા મહાલયમાં લઇ ગયો અને ત્યાં વિજયંરાવના મુનીમ પાસે સુધાને આગળથી શીખવી રાખ્યા પ્રમાણે કબુલત કરાવી પાછો જે માર્ગ પરથી તેને લઇ ગયો હતો તેજ માર્ગ પર આણી તેને મૂકી દીધી અને કહ્યું, "સુધા ! જા અંધારૂં થવા આવ્યું છે માટે હવે સત્વર ચાલી જા !" સુધા ચાલી ગઈ! રામસિંગની આંખ તેની પાછળ લાગી રહી. ગઇ! ગઇ! સુધા ગઇ! રામસિંગની આંખમાંથી બે અશ્રુઓ ટપકી પડયાં, તેણે સ્વગતજ કહ્યું," અહો સ્નેહ ! સ્નેહ ! તું રડાવ્યા વિના નથીજ રહેતો !

"જીગર પાષાણને પૌલાદનું તેમાં રૂધીર નાંખો,
બનાવો આંખ પત્થરની છતાં સ્નેહ તો રડાવે છે.
તપેલા લોહ સ્થંભો દેહ આ કોમળ છતાં બેને,
અહાહા ! સ્નેહ અગ્નિને શરીર સાથે જડાવે છે !"

રામસિંગ જાણે પાષાણની પ્રતિમા બની ત્યાંજ ઉભો રહી રહ્યો. એટલામાં એક સિસોટીનો અવાજ સંભળાયો. રામસિંગ હંમેશાં પોતે પોતાના બે સેવકોને સાથે લઇનેજ નીકળતો હતો અને જ્યારે જ્યારે પોલીસના અધીકારીઓ રામસિંગને પકડવાના પ્રયત્નો કરતા ત્યારે ત્યારે તેઓ અચાનક તેને એ પોલીસોના કર્મની ખબર આપતા હતા. સુધા ઉપર તલવારથી જે અત્યાચાર કરવા રામસિંગ તૈયાર થયો હતો તે એક ગુપ્ત પોલીસ દૂતે જોયું હતું અને તેથીજ તેઓ રામસિંગને પકડવા માટે પુરતાં સૈનિકો લઇ ત્યાં ધસી આવ્યા હતા, આ સિટિ સાં-

ભળતાંજ રામસિંગ નાઠો પણ તે અદ્રષ્ય થ.ય તે પહેલાંજ પોલીસના હાથમાં પકડાઇ ગયો !

અત્રે તે એક ગુન્હેગાર તરીકેજ પકડાયો હતો, તેને પકડનારા પોલીસ દૂતો પણ તે જાણીતો લુટારો રામસિંગજ છે એમ જાણતા નહતા.



# પ્રકરણ ૧૨ મું.

## ખુની નાઠો !



રામદેવને પકડીને તરતજ તેને બંદીખાનામાં પુરવામાં આવ્યો; અને તેના ઉપર સખ્ત ચોકી પહેરો પણ નિયત થઇ ગયો. તેને હવે કોઇ પણ પ્રકારે છુટવાની આશા સરખીએ રહી નહોતી, પરંતુ આવા વિષમ પ્રસંગે ધૈર્યહિન થવાની તેની પ્રકૃતિજ નહોતી. તેની પાસે આ વખતે પૈસાની સારી રકમ હતી. તેમાંથી કાંઇક દ્વારપાળને આપી કોઇ પણ રીતે તેની પ્રિતી પ્રાપ્ત કરવાનો રામસિંગનો વિચાર થયો, તેણે પોતાના જેલગૃહના કમાડ ખખડાવ્યા અને તેસાથેજ તે બારણા ઉઘડી ગયા. રામસિંગે જેલરને વિજ્ઞપ્તિ કરતા કહ્યું, " ભાઇ ! હું એક ખુનના ગુન્હા માટે પકડાએલો માણસ છું, પૈસેટકે ભરપુરછું પણ દૈવવશાત મારાથી એક ખુન થયું છે અને હવે તેના અંજામમાં મને ફાંસીનીજ સજા થાય એ પણ નક્કી છે તો કૃપાકરીને આજ ગામને પાદરે આવેલા ભવ્ય બંગલામાં મારો એક મિત્ર રહેછે, જો તેને આપ બોલાવી લાવો તો આપની મોટી કૃપા થાય !" આ શબ્દો સાંભળતાંજ

દ્વારપાળ પોતાની પુંઠ ફેરવતો હતો પરંતુ તરતજ રામસિંગે તેના હાથમાં હજાર રૂપીઆની એક થેલી મૂકી દીધી કે તેજ ક્ષણે જેલરના હૃદયમાં દયાની ભરતી આવી ગઈ અને તેણે કહ્યું, "અહો ભાઈ! જગત આ પ્રભુનો પરિવારછે તેમાં આજે તમારા ઉપર તો કાલે મારા ઉપર કષ્ટ આવી પડશેજ, એમાં કાંઇ સંશય નથી તો પછી આપણે પરસ્પર શા માટે મદદ ન કરવી વારૂં?"

જગત આખે બધો પરિવાર ઇશ્વર તાત સહુનો છે,
નકામો કલેશ કરવાનું પછી કહો શું પ્રયોજન છે.
ઘડીની દેહને દુનીઆ દીધી પ્રભુએ અનાયાસે,
અરે આ સૃષ્ટિ તે મહાકાળનું સઘળુંજ ભોજન છે."

એમ કહી તેણે મુખપર મંદહાસ્ય ફરકાવ્યું અને તરત ચાલતો થયો. રામસિંગને પણ તેની ધનલોલુપતા પર તિરસ્કાર છુટયો અને તે સ્વગત કહેવા લાગ્યો, "અહો! પૈસાની આ સંસારમાં ખરેખર બલિહારીજછે.

"જુઓ જગના જુલમગારો જીવન જોખમ જમાવીને,
જડાયે જંજીરોથી તે રૂપૈયા રોકડા માટે!
શિયલ નીજ વેચતી અબળા ધરી નિજ લાજને નેવે,
અધમ વ્યાપારથી દેહ ભ્રષ્ટ કરતી દોકડા માટે!
પિતાના પુણ્ય મસ્તિકને કટારીથી ઉડાવી દઈ,
થયો પાખંડનો વિસ્તાર ધનના થોકડા માટે!"
અરે! પૈસો જુઓ જગમાં બધે કજીઓ જમાવે છે,
પ્રભુ પણ દ્રવ્યને માટે શરીર પોતે નમાવેછે!"

આ શબ્દો હજી તેના મુખમાંથી પૂર્ણ થયા ન હોતા એટલામાં તેણે જે ગૃહસ્થને બોલાવવાની દ્વારપાળને સૂચના કરી હતી તેજ ગૃહસ્થ આવી

ને રામસિંગની આગળ ઉભો રહ્યો, તેને જોતાંજ રામસિંગ તેને વળગી પડયો અને કહ્યું "અહો મિત્ર નથુસિંગ ! આવ આવ ! ભલે આવ્યો તારીજ હું વાટ જોતો કયારથી આ આંખોને તાણી રહ્યો છું, મિત્ર! હું સંકટમાં છું અને ભયંકર ગુન્હા માટે અહીં બંદીવાન છું, માટે કોઇ પણ રીતે મારી અહીંથી મૂકિત કર! મૂકિત કર !"

"રામસિંગ ! એ શીરીતે બને! આગલે બારણે તો સખ્ત પહેરો છે અને તેની ઉપર પણ મુખ્ય પોલીસ અધિકારીઓની સ્વયં પોતાનીજ દેખરેખ રહે છે !"

"હા, તે ખરૂં છે પણ જો આ કારાગૃહની ઉપર લોખંડની સળીચાની જાળીછે અને ત્યાંથી એક લોખંડનો પાતળો તાર શરૂ થઈ તે છેક સામે દેખાતાં વૃક્ષો સુધી જાયછે. જો કોઈ પણ પ્રકારે એ જાળી ઉખેડી નાંખવામાં આવેતો એ તાર ઉપરથી જઇ શકાય અને ત્યાંથી પેલા વૃક્ષઉપર પહોંચી જઇશ તો પછી મને અહીંથી મૂકત થવામાં કોઈ પણ પ્રકારનો વાંધો નથી !"

"પરંતુ પાછળ દિવાલની નીચેજ મોટી ખાઈછે જો કદાચિત એ તાર તૂટી ગઇ તો તારો સર્વ નાશજ થશે અને નાહક બે દહાડા વહેલુંજ મરણ આવશે, વળી એ લોખંડની જાળી પણ ઘણી મજબુત અને ભયંકર છે તે તૂટશે પણ શી રીતે? એના કરતા એક બીજો રસ્તો છે !"

"તે કયો ? જો માર્ગ સારો હોય તો તેને અનુસરવામાં એ મને કોઇ પણ પ્રકારનો વાંધો નથી. હું ખુશીથી તેનો સ્વિકાર કરીશ, મારે તો ગમે તે પ્રકારે અહીંથી મૂકિતજ મેળવવી છે, કારણ કે

"ડુબેલા માનવી નિજ હસ્તમાં તરણું ગ્રહી પોતે,
મહાસાગર બધો તરવા હૃદયમાં યોજના રાખે.

ગરજ એ ચીજ છે ઘેલી હજારોને નચાવે છે,
"વૈચન વિષથી ભરેલા શત્રુના ગરજી બધાં સાંખે!"

"દ્વારપાળને તે વિપુલ ધન આપી તારા પક્ષમાં લીધોજ છે એટલે હવે અહીંથી છટકી જઇ આગળ આવતા ચોકીદારોના ખુન કરી અહીંથી ન્હાસી જવું વધારે યોગ્ય થઇ પડશે!"

"નાથુ! તારી વાત ઠીક છે, પરંતુ જો એમાં કદાચ ગરબડ થઈ તો આપણો દાવ નિષ્ફળ જશે અને ઉલટા વધારે દુઃખના ભાગી બનીશું. તેના કરતા મેં શોધેલો માર્ગ ભયંકર છે છતાં નિર્ભય છે માટે તું ગમે તે પ્રકારે આ જાળી તોડવાના ઓજાર મને મોકલાવી આપ!"

રામસિંગના આ વચન સાંભળી નથુસિંગ ઘેર ગયો અને તેણે જાળી તોડવાના શસ્ત્રો તરતજ રામસિંગને મોકલાવી આપ્યા. રામસિંગના હાથમાં શસ્ત્રો આવતાંજ તેણે પોતાના ધોતીયાનો એક ચીરો ફાડી તે સાથે લોખંડનો એક આંકડો બાંધ્યો અને તે એવી રીતે ફેંક્યો કે બરાબર જાળીમાં જઇને પડ્યો અને ત્યાં અટકી બેઠો. તેવોજ રામસિંગ તેને ઝાલીને જાળી ઉપર ચઢી ગયો તથા ધીમે ધીમે જાળીના સઘળા સળીયાઓ તોડી નાંખી બહાર લટકતી એક ખુલ્લી તારને બાઝી પડયો, પરંતુ દુર્ભાગ્યે તે અર્ધેક ગયો હશે એટલે તાર તૂટી ગયો અને રામસિંગ ખાઇના પાણીમાં પડી ગયો. તેણે છૂટવા અપાર પ્રયત્નો કર્યા પણ શોક! મહા શોક! તેના શરીર ઉપર પાણી ફરી વળ્યું અને બેશુદ્ધ બની તે પાણીમાં ઘસડાવા લાગ્યો. ત્યાંથી ઘસડાતો ઘસડાતો તે ઘણે દૂર ચાલી ગયો અને અંતે તેના દુઃખનો અંત આવ્યો. ત્યાં એક માછલા પકડવા માટે જાળ રાખી હતી તેને આધારે તે અટકી રહ્યો, માછીઓએ આવીને તે જાળ બહાર કાઢી જોઇ તો તેમાંથી આ ભવ્ય પુરૂષ બહાર નિકળ્યો. માછીઓએ

તેને શુદ્ધિ આણવાના યોગ્ય ઉપચારો કર્યા અને પછી જરાવાર વિશ્રા
લેવા દીધો. અર્ધો પ્રહર જતાંજ તેનામાં જાગૃતી આવી "અને તેણે
આંખો ઉઘાડી. તે જૂએ છે તો પોતે એક રંક ઝુંપડીમાં પડેલો હતો
તેના મનમાં આ બધી ઘટના જાણે ચિત્રપટ પ્રમાણે બની ગઇ હતી. તેણે
આંખો ઉઘાડતાંજ પોતાની પાસે બેઠેલા એક ગૃહસ્થને કહ્યું,

" ભાઈ! આ કોનું ઘર છે, તમો કોણ છો, અને હું અ
શી રીતે આવ્યો."

" અમો માછલાં પકડનારા છીએ, તમો અમારી જાળમાં આવ
જવાથી અમે તમને અહીં લઈ આવ્યા હતા. હવે તમોને જો આરા
થયો હોય તો બેલાશક તમારે ઘેર જાઓ!" તે સુજ્ઞ માછીએ ઉત્ત
આપ્યો.

" તમારૂં નામ અને ગામનું ઠેકાણું?" રામસિંગે પૂછ્યું.

" મારૂં નામ ખૂશાલ છે અને આ ગામ શ્રીગંજ કહેવાય છે!

"ઠીક, હું મારે ઘેર જતાંજ તમોને તમારા ઈનામના પૈસા મોકલ
આપીશ, તમોએ મારૂં જીવન બચાવી મારાપર જે મોટો ઉપકા
કર્યો છે તે માટે ખરેખર હું તમારો આભારી છું!"
આટલો ઉત્તર આપી રામસિંગ ત્યાંથી તરત પોતાને માર્ગે ચાલ્યો ગયે
તે સિધોજ શ્રીગંજ વિજયરાવ શેઠને ત્યાં ગયો અને હજાર રૂપીઆન
રકમ ગણી લઈ દિનાજપુરને માર્ગે પડયો તેણે પોતાના પૈસા ચુક
લઇ લીધા. રામસિંગનો સિદ્ધાંતજ એ હતો કે " ચુકતા પૈસા, બાક
શામાટે?"

વાંચક! અત્રે તારે જાણવાની જરૂર છે કે વિજયરાવ રામસિંગ
નિખીલબાબુના નામેજ ઓળખતો હતો અને સુધાના પાલનપોષ
માટે વિજયરાવ રામસિંગને દર વર્ષે હજાર રૂપીઆ આપતો હતે

એમાં એવી શરત હતી કે સુધાને કોઇપણ પ્રકારનું દુઃખ ન પડે એ વાત રામસિંગે સંભાળવાની હતી. આ શરત રામસિંગ પાળે છે કે નહિ તે જોવા વિજયરાવના મુનીમે સુધાના મોઢેથીજ એ બાબતની ખાતરી થયા સિવાય પૈસા આપવા ના પાડી હતી, તેથીજ રામસિંગ શ્રીગંજના પાદરેથી સુધાને ઉપાડી લઇ ગયો હતો અને તેની પાસે પોતાને બરાબર સુખ પુર્વક રાખી છે એ પ્રમાણે ખોટાંજ અભિવચનોનો ઉચ્ચાર કરાવ્યો હતો. રામસિંગની સુધાને મારવાની જરાએ ઇચ્છાજ નહોતી. માત્ર તેણે તો સુધા પાસે આ ખોટા વચનોનો ઉચ્ચાર કરાવવાજ તેને તલવારનો ભય બતાવ્યો હતો પરંતુ તે પોલિસ દુતોના જોવામાં આવ્યાથી રામસિંગને બંદિવાન થવું પડયું અને તત્પશ્ચાત તે નાથુસિંગની સ્હાયતાથી કેવી રીતે મૂકત થયો તે આપણે જોયું. તેણે એકદમ દિનાજપુરને માર્ગે પ્રયાણ કર્યું મધુકર પણ તે સમયે એજ શ્રીગંજમાં વિજયરાવને ત્યાં હતો પણ તેની પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી તે ગૃહની બ્હાર નીકળતોજ નહોતો અને તેથીજ રામસિંગ સુધા પાસે વિજયરાવના મુનીમની આગળ ખોટી કબુલત કરાવવામાં ફાવી ગયો હતો.

## પ્રકરણ ૧૩મું.

### કાપીજ નાંખ! બીજી વાત નહિ!

"અધર્મિના અધમ કામો પ્રભુ અંતે નિવારી દે,
દુખીના દુઃખ હરવાને જગતમાં દેહ ધારે છે.
હણી અન્યાયને જુલ્મો ચિરી જલ્લાદની છાતી,
વિષમ વેળા ચઢી વ્હારે વિપદ સઘળી વિદારે છે.

કરી નિજ ધર્મની રક્ષા અધમતા દંભને તોડી,
સકળ સંસારમાં શાંતી પ્રભુ પોતે પ્રસારે છે!"




મસિંગ શ્રીમંજથી છુટયો તેવોજ એકદમ જ્યાં પોતાની ગુપ્ત ગુહા હતી ત્યાંજ ગયો અને ત્યાં જતાંને વાર તેણે એક ભોંયરામાં પેસી એક ઓરડીનું દ્વાર ઉઘાડયું. એ બારણું ઉઘાડતાંજ તેમાંથી એક સુસ્વરૂપ તરૂણ સ્ત્રી બહાર આવી અને તે રામસિંગ આગળ સહાસ્યવદને ઉભી રહી, રામસિંગ પોતે પણ તે ઓરડામાં પેઠો અને પાછું ઓરડાનું દ્વાર બંધ કરી દીધું. અંદર અંધકારનો એટલો બધો વિસ્તાર હતો કે પરસ્પર એક બીજાના મુખનું પણ અવલોકન કરી શકાતુ નહોતું. રામસિંગે પોતાની પાસેનું ચોર ફાનસ કાઢીને ત્યાં મૂકયું અને પોતે તે સ્ત્રીની સામે બેસી ગયો. એ સ્ત્રીનું નામાભિધાન તરંગીણી હતું. રામસિંગે તેને ઉદ્દેશીને કહ્યું, "તરંગિણી! હવે મારી આખર આવી છે, કારાવાસના ભયંકર કષ્ટો વેઠી વેઠી મારી દેહ જર્જર બની છે અને શરીર પણ જાણે મરણનેજ હવે ઇચ્છે છે, તો હજી પણ હું સુખ આનંદમાં મારૂં અવશેષ જીવન ગાળું એમ તારી ઇચ્છા છે કે આ પ્રમાણેજ આયુષ્ય પૂર્ણ થાય એવું તું ચાહે છે!

"ઢીલાં ગાત્રો થયાં શ્રમ દેહને ભારી પીડા આપે,
કરી ધંધા જરાના ધાકથી અંતે દબાયો છું!
ન શકિત લેશ ઉરમાં ને મરણ સામું ધસી આવે,
વધી ક્ષાણુના તથા હું પાપથી પુષ્કળ ધવાયો છું."

" નાથ ! આપના દુઃખોનો નાશ કરવો એ મારો પરમ ધર્મ છે. હું તમારી દાસી છું, તમે કુકર્મી છો, ચોર છો પણ મારા તો સ્વામી–શીરતાજ અને સૌભાગ્યના દિવાકર છો.

" ખુની છો, છો લુટારા ચોર કે પાપી ગમે તેવા,
તમારા ચર્ણની તોએ ભવો ભવની હું દાસી છું !
હૃદય આધાર મારા તાજ છો મુજ શુષ્ક હૈયા ના,
મૃદુ વચનો તમારા પ્રેમની હું તો ઉપાસી છું.
ન જોતી દેહ, કર્મો, ભાગ્ય કે પૈસો બીજું કાંઇ,
નિરંતર આપની સેવા મળે તેની હું પ્યાસી છું ! "

પરંતુ નાથ ! આપ મારી પાસે એવું ભયંકર કામ કરાવો છો કે જેની સ્મૃતિ થતાંજ આ દેહ કંપે છે, તે કાર્ય કરતાં હાથ થરથરે છે અને મસ્તિકે અંધારાં આવે છે.

" લડાવી લાડ પાળી પ્રેમથી નિજ દ્રવ્યથી પોષી,
હવે તેનું રૂધીર મારે પીવાનું પાપ લેવું શું !
પિતા જેના મધુર અંકે વિતાડ્યું બાળપણુ તેને,
મરણુ આપે ! અરે ચંડાલની તેનેજ કેવું શું !"
નરાખી અન્ય આશા પ્રેમ દિલથી ખુબ વરસાવ્યો"
મધુર પય પાય તે જનને હળાહળ હાય ! દેવુ શું ! "

માટે તે સિવાય આપ બીજું મને કોઈ પણ કાર્ય બતાવો, હું આનંદથી તેનો સત્કાર કરીશ અને આપના દુઃખો જરૂર દૂર કરીશજ ! "

" તરંગિણી ! તે પ્રમાણે મારૂં દુઃખ કેવી રીતે દૂર થશે ? પરાયા ઘરમાં શું કોઇ રીતે મારી સત્તા ચાલશે ખરી ! શું કોઇ પોતાની મિલકતનો ઉપભોગ બીજાને કરવા દેશે એમ તને લાગે છે,

હશે કો મૂર્ખ જે નીજ સંપત્તિ સઘળી લુંટાવી દે,
ભીખારી થૈ પછી પોતે રહે આયુષ્ય ધારીને
કરી શ્રમ દ્રવ્ય ને ધનધાન્યના કોઠાર સીંચ્યા તે,
થતું સુખ કોઇને સઘળાં પ્રભુતાએ વિહારીને !"

"પરંતુ મારા પિતા વિજયરાવને મારા સિવાય બીજા કાંઇ સંતાનો એ નથી. તેમ બીજો પણ કાંઈ પરિવાર નથી એટલે તેમની મિલ્કત સઘળી અંતે તો મનેજ પ્રાપ્ત થવાની છે. તો પછી આપણે હમણાંજ પિતાના આશ્રયે જઇએ તો તે કશું ખોટું નથી અને તેઓ તમારો તિરસ્કાર પણ કરવાના નથી પછી એટલી બધી ઉતાવળ કરવાનુ શું કારણ છે ? પિતાજી વયે વૃદ્ધ તો થએલાજ છે અને તેઓ ઘણું તો બેચાર વર્ષ હવે આ જગતમાં ગાળશે તેમના મરણ પછી એ લક્ષ્મી તો તમારીજ છે ને !"

વિનાશ્રમ, પાપ કે કષ્ટે મળે તે સંપતિ માટે,
નકામો પ્રાણ લઇ હસ્તો ન શોણિતથી ભિંજાવા દો !
ઉતાવળ વર્ષ બેત્રણની કરી સહુ જીંદગી સાટે !
પિતા હત્યારી પુત્રી હું ન ભાગ્યે એ લખાવા દો !"

"તરંગીણી !

જગતમાં પુણ્ય પાપોએ ભયંકર શબ્દ આ બંન્ને!
અધમ જનને અધમતાથી બચાવાને કરેલા છે.
ખુદા અલ્લાહતણા એવા વિષમ ધર્મો અને પથો,
અબુધના દ્રવ્ય હરવા ધુર્ત જનથી વિસ્તરેલા છે,
ન કાંઇ નર્ક કે મુક્તિ શરીરમાં પ્રાણ ચેતન જે.
દીપક એ નાશ પામ્યો કે મનુષ્યો સૌ મરેલાં છે !"

માટે પાપ પુણ્યની ભાવના છોડી દઇ મારી આજ્ઞાને માન આપ ! જા ! આજને આજ જા, અને તારા પિતાનું ખુન કર કે જેથી

આજેજ તેમની મિલકતની સઘળી સત્તા મારાજ હાથમાં આવે અને હું મારી ઇચ્છા પ્રમાણેજ તે સઘળી મિલકતનો ઉપયોગ કરી શકું તરંગિણી! તારા પિતાને બસ કાપીજ નાખ! બીજી વાત નહિ!"

"નાથ! પૈસાને માટે મારાથી મારા પિતાનું કદાપિ પણ ખુન થવાનું નથી. આપે એટલા માટે મને કેદ કરી છે. મારૂં–સંસાર સુખ હરણ કરી લીધું છે અને મારી જીંદગી ધૂળ કીધી છે. છતાં હજી પણ હું મારા પિતાનું ખુન કરવા કદાપિ પણ તૈયાર નહિજ થાઉં!"

"તરંગિણી! એનું પરિણામ ભયંકર આવશે. તારા પિતા તને મરણ પામેલીજ સમજે છે. તારી પુત્રી પણ તારી પાસે નથી અને જો તું નહિજ માનશે તો હું મારે હાથેજ તારા પિતાનું ખુન કરીશ અને મારા મનોરથની સિદ્ધિ કરીશ!"

"તો એ સઘળા દ્રવ્યના ઉપયોગથી હું દૂરજ રહીશ!"

"આનું પરિણામ તારૂં મોત છે!"

"જગતમાં બધાને અંતે એજ દહાડો છે!"

"પણ તારો અંત દુખમાં ને દુખમાંજ આવશે!"

"પૂર્વજન્મના કર્મથી દુઃખો ભોગવવાં એ પણ એક જાતનો લ્હાવો છે!"

"ઠીક, તો હવે યાદ રાખ! ચાંડાલની હું તારા પિતાનુંજ નહિ પણ તારી પુત્રીનું પણ ખુન કરીશ ત્યારેજ મારા આત્માને શાંતી થશે.

"અજાવી શેરની સમશેર આ જગ સર્વ સહારી,
સમા તારાં બધાં પળ એકમાં સંહારવાનો હું,
હૃદયમાં વૈરની જ્વાળા ભભુકી આગ પૈસાની,
બન્યો છું દ્રવ્યની લૈલાહને માટે દિવાનો હું!"

એમ કહી રામસિંગ ચાલી ગયો. તરંગિણી એકલી પડી, ત્યાં તેના મનમાં અનેક વિચારો આવવા લાગ્યા. પતિનું વચન છે કે "પિતાનું ખુનકરવું ? એ શી રીતે બની શકે ! એક તરફથી પિતાના ખુનનું કામ તે પણ અધર્મ છે અને બીજી તરફથી પતિની આજ્ઞાને અનાદર તે પણ પાપ છે તો હવે મારે શી ગતિ કરવી !"

" પિતાનો પ્રેમ તોડીને પતિ વચને જીવન આપી,
કરી મહાપાપને આ દેહ ભરવી પાપથી મારે !
નથી કાયા સદાની આ જીવન છે ચાર દિન માટે,
કલંકિત નામના મારી કરૂં શું વ્યર્થ સંસારે !"

" બસ બસ ! ગમે તે થાય, પ્રાણ જાય છતાં પણ પિતાનું ખુન તો નહિજ કરવું." એવો નિશ્ચય કરી તરતજ તરંગીણી સુઈ ગઇ.

તરંગીણી એ વિજયરાવની પુત્રી હતી. અને નિખીલ બાબુ સાથે પરણી હતી. નિખીલ બાબુને નામે આપણો પ્રખ્યાત લૂટારો રામસિંગજ ઓળખાતો હતો. વિજયરાવની પુત્રી તરંગીણીના વિવાહ નીખીલબાબુ નામક એક સંસ્કારી યુવાન સાથે થયા હતા. તે યુવક દિનાજપુરથી ઘણે દૂર આવેલાં વર્ધમાનપુર નામક ગામમાં રહેતો હતો. નિખીલબાબુના પિતાનું નામ બિહારી હતું અને માતાનું નામ વિલાસવતી હતું પરંતુ દુર્ભાગ્યે બિહારી અને વિલાસવતી એકજ દહાડે કોલેરાના રોગથી મરણ શરણ થયા હતા અને તે દિવસથી નિખીલબાબુ વર્ધમાનપુરના અનાથાલયમાં રહેતો હતો. વિજયરાવની પુત્રી સાથે નિખીલના વિવાહ ઘણીજ નાની વયમાં થયા હતા, તે વખતે નીખીલની વય માત્ર ચાર વર્ષની હતી, ત્યાર પછી નિખીલના પિતા અને વિજયરાવ વચ્ચે એવુ વિષમ વૈર બંધાઇ ગયું કે તેઓએ એકએકનું મુખપણ જોયું નહિ. અંતે જ્યારે નીખીલ

ણીગિણી.વિધા સંપન્ન થયો ત્યારે તેણે વિજયરાય પાસે તરંગીણીની ચના કરી. નિખીલનો પત્ર આવેલો જોઇ વિજયરાવને પણ આનંદ યો, તેમણે પોતાનો વિચાર ફેરવ્યો અને નિખીલને તરંગીણી આપની કબુલાત આપી તે પ્રમાણે નિખીલથી--તરંગીણીના લગ્ન થઇ યા હતા અને તેને એક પુત્રી થઇ હતી. તરંગીણી સિવાય વિજયવને બીજું એક પણ સંતાન નહોતું એટલે વિજયરાવની બધી લકત નિખીલનેજ પ્રાપ્ત થવાની હતી, પરંતુ વિજયરાવ મરણ પામે ટલો સમય પણ નિખીલ થોભી શકતો નહોતો અને તેણે તરંગીણીને તાના પિતાને ત્યાં જઇ તેને ભોજનમાં વિષ આપવાની આજ્ઞા કરી ી. તરંગીણીએ તે માન્યુ નહિં અને તેથીજ નિખીલે--રામસિંગે તેને હિવાસ આપ્યો હતો. રામસિંગે ફરી એકવાર તેને પોતાના પિતાનો શ કરવા જણાવ્યું, પણ આપણે ઉપર જોયું કે તેણે પુનઃ નાજ ી અને તેથી રામસિંગ તેને છોડીને ત્યાંથી રવાના થઇ ગયો. ંગિણી જીવતી છે એમ ફક્ત રામસિંગજ જાણતો હતો બાકી જયરાવ આદિ બધાને તો તરંગિણી મૃત્યુ પામી એમજ માહિતી ી. રામસિંગ ત્યાંથી સિધોજ મોહનરાવને ત્યાં નરેન્દ્ર તરીકે રવાના થઇ યો. રામસિંગ એ નિખીલને નામેજ વિજયરાવને ત્યાં ઓળખાતો હતો, જયરાવ સિવાય બધાં તેને રામસિંગ લુટારા તરીકેજ ઓળખતા હતા.

---

# પ્રકરણ ૧૪ મું.

## ભેદ ભાંગ્યો!

અધુરો છે ઘડો તેમાં ભલે બેદ્રાં વધુ રેડો,
ભરાયો કે પછી પાણી વહીને બ્હાર તે જાશે!

ખરે છે પાપની એવી દશા સંસાર માં અંતે,
વધુ પાપો થયા કે દંભના સહુ ભેદ સમજાશે!



મધુકર વિજયરાવને ત્યાં અસ્વસ્થ પ્રકૃતિથી પડેલો હતો પણ સુધા તેની એટલી બધી દરકાર રાખતી હતી કે તેવી ઉત્તમ સારવાર એક શિક્ષિત પરિચારીકાથી પણ થઇ શકે એમ નહોતુ. આવી ઉત્તમ સંભાળથી અલ્પ સમયમાંજ તેની પ્રકૃતિ સ્વસ્થ થઇ ગઇ અને તે ત્યાંથી એકદમ મોહનરાવને ત્યાં દિનાજપુર આવી પહોંચ્યો. ત્યાં માધુસિંગ અને રામસિંગ બંન્ને નરેન્દ્ર અને ગગાધરને નામે આનંદ કરી રહ્યા હતા મધુકરે આવતાંજ મોહનરાવ શેઠને પોતાની સાથે અગાસીના મેડામાં બોલાવ્યા અને તેમને એક જગ્યાએ શાંત રીતે બેસાડ્યા, પછી ધીમે રહીને તેમને કહ્યું," મોહનરાવ! તમારે ત્યાં આજે આટલો બધો ઉત્સવ શાને લીધે થાય છે વારૂં ?"

" મધુકર! મારે ત્યાં મારા સાળાની લીલા કરીને, પુત્રી છે તેના પણ માતા પિતા કોઈ નથી, વારસવાલીઓ પણ નથી એટલે તેને મેં મારી દત્તક પુત્રી કરી લીધી છે. ગઇ કાલેજ એ દત્તક વિધાનની ક્રિયા સંપૂર્ણ થઇ ગઇ છે અને આવતી કાલેમારા ભત્રીજા નરેન્દ્ર જોડે એ લીલાના લગ્ન થનાર છે તેથીજ મેં આ બધો ઉત્સવ કરાવ્યો છે. જો કે હું મોટામોટા સંકટોમાં, દુખોમાં દબાએલો છું છતાં મારા એકનાએક ભત્રિજાના અને દત્તકપુત્રીનાજ લગ્ન હોવાથી ગમેતે પ્રકારે પણ મારે આનંદ કરવોજ એવો મેં નિશ્ચય કર્યો છે!"

"શેઠજી ! આપ નરેન્દ્રના લગ્ન કરો અથવા તેને સઘળી તમારી સંપતિ તમો આપી દો તેમાં મારો કશો પણ વાંધો નથી પરંતુ આપ નરેન્દ્રને સારી રીતે ઓળખો છો ખરા ?" મધુકરે પ્રશ્ન કર્યો.

"શા માટે નહિ, એ મારા બંધુ વિશ્વમોહનરાયનો પુત્ર થાય છે. હું તેને બરાબર ઓળખું છું. કેમ વારૂં, આવો વિચિત્ર પ્રશ્ન કરવાનું શું પ્રયોજન હતું ?"

"નરેન્દ્ર એ વિશ્વમોહનનો પુત્રછે એ વાત ખરી પણ તમોએ તેને તમારી નજરે કદાપી જોયો હતો ! તમો તેને ઓળખવાથી પારખી શકો છો કે આ તમારો ભત્રીજોજ છે !"

"ના, મેં તેને આજ પર્યન્ત નજરે જોયો તો નહોતો, તે એકવાર બે વર્ષનો હતો ત્યારે મારે ત્યાં આવ્યો હતો પણ તે સમયે મેં તેની માતાને જે અલંકારો આપ્યા હતા,તે પણ મને નરેન્દ્ર પાસેથી મળી ગયા છે, વળી મારી તથા મારા પત્નિની આરસ પ્રતિમા પણ મેં નરેન્દ્ર પાસે મંગાવી હતી તે પણ તેણે મને બરાબર આણી આપી છે, પછી એ નરેન્દ્ર નથી એમ કેમ કહી શકાય !"

"તમો તે સિવાય કાંઈ વધારે સાબીતી આપી શકો છો ?"

"હા, તમારો ભાઈ એક ધુર્ત છુપી પોલીસનો માણસ છે મારી પત્નિની આરસ પ્રતિમા તેની પાસે હતી. જો અહીં આવેલો નરેન્દ્રએ ખરો નરેન્દ્ર ન હોય તો તમારો ભાઈ તેને એ પ્રતિમા આપે ખરી ?"

"મોહનરાય ! મારા ભાઈનું ખુન થયું છે, મારા ભાઈનું ખુન થયું છે એટલુંજ નહી પણ તે સાથે શ્રીરંજનની સીમામાંજ બીજાં પણ બે ખુન થયાં છે અને તેમનાં માથાં કોઈ હરામખોર કાપી લઈ ગયો હોય એમ માલમ પડે છે !"

" ખુન! ખુન! તમારા ભાઇનું પણ ખુન!" આશ્ચર્યથી મોહનરાવે પ્રશ્ન કર્યો.

હા, મારા ભાઇનું પણ ખુન થયું છે અને તે ખુન કરનાર તેજ નરેન્દ્ર થઇને તમારા ઘરમાં આવી રહ્યો છે. એ નરેન્દ્ર નથી પણ જાણીતો લુટારો રામસિંગ છે!"

" રામસિંગ લુટારો અને તે મારા ઘરમાં!" આશ્ચર્યચકિત મુદ્રાએ મોહનરાવે પૂછ્યું અને તેઓ ભયથી થરથર કંપતા ઉઠીને ઉભા થઈ ગયા. " મધુકર! મધુકર! તમો આ શું કહો છો! અહો! મારા પર ઇશ્વરનો કેવો અપકાર થયો છે!"

" ના ઉપકાર થયો છે, જો હું હમણાંજ ન આવી પહોંચ્યો હોત તો શું થાત! તમારી પુત્રી લીલાના લગ્ન એ બદમાસ ધુર્ત જોડે થઇ જાત અને પછી તમારે તેને આ જીંદગી પર્યન્ત ગમે તે રીતે પણ પાળવોજ પડત!

" મધુકર! મધુકર! હું ધારૂં છું તમારી કોઇ ભૂલ થાય છે જો અમારો નરેન્દ્ર એ ખરોખરો નરેન્દ્ર નજ હોત તો પછી તેનામાં જે અત્યારે નમ્રતા અને વિનય છે, જે સ્વરૂપ અને સૌન્દર્ય છે તે ક્યાંથી આવત, લુટારાઓમાં વિનય સંભવતો નથી.?"

" મોહનરાવ! અને રામસિંગ લુંટારો ક્યાં કુળવાન પુરૂષ નથી તે મોટા જાગીરદારનો પુત્ર છે એક સમયે પરોપકારી અને ધૈર્યશીલ પુરૂષ તો એના જેવો બીજો ભાગ્યેજ હતો. પણ એક વેળા તેના પિતાના દોષથી નામદાર સરકાર તરફથી તેની જાગીર લઈ લેવામાં આવી હતી અને ત્યારથી તેણે આવો દુર્દૈવી ધંધો શોધી કાઢ્યો છે!"

" મધુકર ! જો હવે એમજ હોય તો શો ઉપાય કરવો? એને ઘર છોડી જવા કહી શું તો તો તે જશે નહિ અને મોટો ઉત્પાતજ મચાવશે એમાં શંકા નથી. એ ધુર્તને અહીંથી કાઢવો-નસાડવો શી રીતે ? "

" પોલીસની મદદથી ! "

" અને જો તેમાંથી પણ છટકી ગયો તો પછી એ મારા ઘરનું સત્યાનાશજ વાળી નાંખશે ! "

" એ બાબતનો ડર રાખવો નકામો છે. "

" વારૂ, તમો એ રામસિંગ લુંટારોજ છે એ સંબંધી બીજી કશી માહીતી જણાવો છો ? "

" હા જુઓ ! તેનો મિત્ર આ ગંગાધર તે પણ ગંગાધર નથી પરંતુ રામસિંગનો મિત્ર માધુસિંગજ છે. આ તેના હસ્તકના પત્રો જુઓ ! શું હજી પણ આપને એની સાબીતી મળવી બાકી છે !"

" પણ એ પત્રો તમોએ મેળવ્યા કયાંથી, શી રીતે મેળવ્યા ! "

" જુઓ ! જે દિવસે હું તમારે ત્યાં ભોજન કરવા આવ્યો હતો તે દિવસે મેં સહુથી જલદી ભોજન કરી અહીંથી પ્રયાણ કર્યું હતું પણ ઉતાવળમાં મેં મારે બદલે માધુસિંગનો કોટ પહેરી લીધો હતો અને તે કોટના ખીસ્સામાંથીજ મને આ પત્રો મળ્યા ! "

" ત્યારે હવે શો ઉપાય ! "

" પોલિસ તૈયાર છે ગભરાશો નહિ ! "



# પ્રકરણ ૧૫મું.

## નરેન્દ્ર લીલા !



આકાશમાં શાંતતા પથરાએલી હતી. વિશ્વમાં વસંત રૂતુની સત્તા હમણાંજ પ્રગટેલી હતી. ચંદ્ર જાણે જગતના આ સૌંદર્ય સાથે હરિફાઇ કરવાજ પોતાની સઘળી શકિત ખરચી રહ્યો હતો. નવપલ્લવિત વૃક્ષ લતાઓ પવનના વેગથી ડોલી રહી હતી. નરેન્દ્ર અને લીલા આ મંગલ સમયે બંન્ને અગાશીમાં બેસીને આનંદ વિનોદ કરી રહ્યા હતા. આવતી કાલે તો નરેન્દ્ર લીલાના લગ્ન થવાના હતા પરંતુ છતાં આજે નરેન્દ્રના મુખ ઉપર વિશાદની છાંયા પ્રસરી રહી હતી, તે જોઇ તેને લીલાએ કહ્યું, " નરેન્દ્ર ! આવતી કાલે તો આપણા લગ્ન થવાના છે પછી આજે તારા મુખપર આમ ઉદાસીનતા કેમ માલમ પડે છે ?"

" લીલા ! મને આ સંસારનો તિરસ્કાર આવ્યો છે તેથી ! " નરેન્દ્ર ઉત્તર આપો.

" શા માટે વારૂં, એવુ તે શું થયું છે કે તને એકદમ આવો વૈરાગ ઉપજી આવ્યો ? "

" લીલા ! મને તારા વર્તન વિશેજ શંકા આવે છે ! "

" મારા વર્તન વિશે શંકા ! મારા વર્તનમાં આશંકા કરી શકાય એવું કયું કામ મેં કરેલું છે જેથી તને મારા વર્તનપરજ શંકા આવે છે ! "

" શું તું મને ખરા પ્રેમથી ચાહે છે ?"

" ત્યારે તને શું લાગે છે ?"

" કે મારી દેહપર આશક્તિ રાખી માત્ર સંસારસુખ ભોગવવા પુરતોજ તને મારાપર પ્રેમ છે ?"

" નરેન્દ્ર ! આજે આવા વિચિત્ર સવાલ કેમ કરે છે !"

" કારણ કે તારૂં ભાગ્યજ વિચિત્ર છે ! તું મને ઓળખે છે !"

" તને નહિ ઓળખું ? નરેન્દ્ર ! તને નહિ ઓળખું ! આ તું શું કહે છે ? તું મોહનરાવ શેઠનો ભત્રિજો નરેન્દ્ર છે !"

" ના ! ના ! ઓ ભોળી ! લીલા ! મને માફ કર વ્હાલી ! માફ કર ! હું નરેન્દ્ર નથી ! તારો ભવ બગાડતાં જરા વિચાર કર !"

" ઠીક, તો તેમ; તું ગમે તે હોય પરંતુ મેં તો તને મારો પતિજ ગણ્યો છે, તો પછી મારે તો તું પુજ્ય છે, વંદનીય છે. પછી મારે તું કોણ છે એની શામાટે પિડા રાખવી વારૂં ?

" કુકર્મી કે અધમપાપી નઠારો હે ગમ તેવો,
સતિને તો પતિ તોયે સકળ ભવનો કિનારોછે,
સ્ત્રીના સંતાપ પાપો ને હરી આનંદ ભરનારો,
ભલી ભામાતણો અંતે પતિ એ સ્વર્ગ દ્વારોછે.
દુરાચારી, લુલો, રોગી, અપંગી, આંધળો તો એ
અબળ અબળા તણી દેહનો પતિ ઉધ્ધાર નારોછે.
અખિલ સંસાર સાગરમાં ભયંકર મોહ મચ્છોથી,
સતિના સત્યને અંતે પતિ એ તારનારોછે
ન હો ધન સંપતિ લક્ષ્મી નહો કિર્તિ અને બુદ્ધિ,
છતાં શુભલક્ષણીને તો પતિ એ પ્રાણ પ્યારોછે.

મદન-નિજ દેહના ખોટા વિચારોથી શિયલધનને,
લુંટે ત્યાં ઢાલ થઇ પતિએ સતિ સંભાળનારોછે !"

" પણ એમધાર કે તારો પતિ જાણીતો લુટારો રામસિંગ જેઓજ હોય, અરે કદાચ રામસિંગ પોતેજ તારો પતિ હોયતો શું ? તેની સાથે લગ્ન કરવા પણ તું તૈયાર થાય ખરી ! "

" શા માટે નહી ! નરેન્દ્ર મારૂં વચન એકછે. મારો પ્રેમ એકને માટેછે તો પછી તારાપરથી જડેલો પ્રેમ પાછો લઇ લેવાની શું મોરી શકિત છે ! અરે ! મારા શિયલ ધનનું પણ મેં તમોને દાન કર્યું છે. એટલે હવે તો આવી શંકાઓ રાખવી સર્વ નકામીજ ? "

" પ્યારી લીલા ! લીલા ! ત્યારેતો આ ખરેખરજ તને કહુંછું કે હુ નરેન્દ્રનથી ! મોહનરાવનો ભત્રીજો નથી પણ જાણીતો લુટારો રામસિંગ તેજ આ પોતે તારી આગળ ઉભો છે ! "

આ શબ્દો સાંભળતાંજ લીલા બે શુધ થઇ જમીન પર ઢળી પડી. તેને એવો પ્રબળ આઘાત થયો કે તેને એકદમ મૂર્ચ્છા આવી ગઇ, નરેન્દ,-રામસિગ ઉઠયો અને તેણે લાલીને પોતાના હાથોમાં ઉંચકી લઈ પલંગપર સુવાડી તથા પાસેના કપાટમાંથી ગુલાબજળ કાઢીને તે તેના મુખપર છાંટી તેને શુદ્ધિમાં આણવા પ્રયત્ન કરવા લાગ્યો. એટલામાં ઓરડાનું બારણું ખખડયું. બારણું ઉઘાડુંજ હતું તે ખોલી નાંખી મધુકર અંદર દાખલ થયો અને તેણે જઇ રામસિંગનો હાથ પકડયો. તેનો હાથ પકડતાંજ રામ સિંગ ઉભો થઇ ગયો અને પોતાનો હાથ એવા જોરથી ખેંચ્યો કે જો મધુકરને બદલે ત્યાં કોઇ બીજો માણસ હોત તો તે જરૂર ત્યાં પડીજ જાત, મધુકરે તેનો હાથ વિશેષ જોરથી પકડી રાખ્યો અને કહ્યું,

"નરેન્દ્ર ! ગભરાવાનું પ્રયોજન નથી, આમ બહાર અગાસીમાં આવો !" નરેન્દ્રને આમ કહી તે અગાસીમાં ખેંચી ગયો અને ત્યાં પડેલી એક ખુરસી પર બેસાડયો. સામે પોતે બેઠો અને પછી તેને ઉદ્દેશીને કહ્યું, "નરેન્દ્ર ! તમારા ઉપર પોલીસનું વોરંટ છે અને હું તે બજાવવા માટેજ અત્રે આવ્યો છું !"

"શું તમો પોલિસ અફસર છો તમારૂં નામ ?"

"મારૂં નામ મધુકર ડિટેક્ટીવ છે !"

"મારા ઉપર શું ગુન્હો છે

"ગુન્હો બહુ થોડો છે ફક્ત એક તોલો ચાંદી ચોરવાનો તમારે માથે આરોપ છે !"

આ સાંભળી રામસિંગ હસ્યો, તેણે કહ્યું, "મધુકર ! મધુકર ! તમો છુપાવો નહિ, મને છેતરો નહિ ! મારા પર ચાંદીચોરવાનો ગુન્હો નથી ! મારા પર તેથી પણ ઘણો વધારે મોટો ખુનનો, ધાડનો અને લુંટફાટનો ગુન્હો છે, હું જાણું છું કે તમો મને ઓળખી ગયા છો. હું નરેન્દ્ર નથી ! હું જાગીરદાર કેસરીસિંહનો પુત્ર રામસિંગ છું. અને મારૂં એ પાપ તમો જાણી ગયા છો !

"તો હવે મારે તાબે થાઓ ! વોરંટ બજાવવાની હવે કાંઈ વાર નથી, હું આ તમોને કેદ પકડું છું!"

"નહિ ! નહિ ! મધુકર દયાકર ! દયાકર ! અરે મારી ખાતર નહિ તો આ નિર્દોષબાળા લીલાની ખાતર મારો દોષ ક્ષમા કરો. આ બિચારી નિરઅપરાધીની લીલા તે મારા શબ્દોથી મોહપાસમાં બદ્ધ થઈ છે અને મારી સાથે લગ્ન કરવા ઇચ્છે છે. અમારા લગ્ન તો કાલે થવાના છે પણ ઓ મધુકર ! તે પહેલાંજ મેં લીલાને નહિ તે નિર્દોષ લીલાને તેના કૌમારવ્રતથી ચલિત કરી છે-ભ્રષ્ટ કરી છે, તો મને પકડતાં ઓ

નિર્દોષ કુમારીકાનું શું થશે ! અરે એની કોણુ સંભાળ લેશે !"

"ઓહ ! ચંડાળ !" જાણે વીજળી તૂટી પડી હોય તેમ સક્રોધ મધુકરે કહ્યું," સઘળાં પાપ કરી ધરાયો નહિ તે અંતે આ પાપ પણ કર્યું, ! અરે આ નિર્દોષ બાળાનો ભવ બગાડયો ! મોહનરાવ શેઠનું સત્યાનાશ વળ્યું અને હવે દયા ! લીલાને નામે દયા યાચે છે!? ચાલ ! ચાલ ! તેં તારો દયા માંગવાનો અધિકાર નષ્ટ કર્યો છે.

"ભર્યા છે હાથ શોણિત, મસ્તકો ચીરી કરી માળા,
હવે પાછી દયાની યાચના કરવી નકામી છે.
ભલી ભોળી ભૈરી આશા થકી આ દિવ્ય બાળાને,
ભમાવી ભ્રષ્ઠ કીધી પાપની જડ ખુબ જામી છે.
ધરે ડર શું મરણનો દુષ્ટ ! ઉરમાં ના ડર્યો કાંઇ
હવે જલ્લાદની શિક્ષા જરૂર આ દેહ સામી છે !"

"ક્ષમા કરો ! મધુકર ! ક્ષમા કરો !
ગમે તેવો ખુની, પાપી, અધર્મિ હાય ગોઝારો !
છતાં તુજ આશ્રયે આવી થયો સેવક તમારો છું.
ગણો ના પાપ મારા કર્મ પર દ્દષ્ટિ નહિ ફેંકો,
અરે ! પાગલ કહો મુજને હવે હુ દાસ તારો છું.
ભૂલો થઇ માફ કર પાછી કરૂં ના દોષ આવો હું,
મરણ ભયથી ડરૂં આપો જીવન હું યાચનારો છું !"

"નહિ નહિ અધર્મિ ! હજારોના ખુન કરનાર ઓ પાપી ! તારાપર હવે દયા કરવી નકામી છે. તારેજ લીધે અનેક ગૃહોના સુખનો નાશ થયો છે. તારેજ લીધે સંસારમાં સીતમનો વરસાદ વરસ્યો છે, તારેજ લીધે અગણિત અત્યાચારો થયા છે. બસ ! બસ ! હવે તારા જીવને એક પળપણ ટકવા દેવું નકામું છે !" એમ કહી મધુકરે એક

સીટી મારી તે સાથેજ મધુકરના સિપાઇઓએ આવીને રામસિંગને પકડી લીધો પણ હવે રામસિંગ પણ જીવપર આવ્યો હતો તેણે એક લાત એવી મારી કે પોતાને પકડનારનેજ જમીનપર ત્રાંખી દીધા અને તેના હાથમાંની પિસ્તોલ છીનવી લઇ તેનેજ તેનો કુંદો એવા જોરથી લગાવ્યો કે તે ધરાશાયી બની ગયો. રામસિંગે પોતાની ગોળીથી બત્તી ક્યારની બુઝાવી નાંખી હતી. રામસિંગ વચ્ચે તલવાર ફેરવતો હતો અને સિપાઇઓ તેની આસપાસ હતા. એટલામાં રામસિંગ એકદમ બેસી ગયો અને તેણે ચાર સિપાઇઓના પગને એવી રીતે ખેંચી પાડયા કે તેઓ પડી ગયા. ત્યાંથી નીકળી રામસિંગે પોતાનો કંઠ બદલી નાખી "એ કેદી નાઠો! કેદી નાઠો!" એમ બુમો પાડતાં બંગલા નીચે દાદરપર ઉતરવા માંડયું, એટલામાં એક ખરેખરી મનુષ્ય વ્યકિત આગળ દોડતી દેખાઇ, રામસિંગે તેમ તેમ બુમ મારવા માંડી, "એ કેદી જાય છે! દોડો! દોડો! પકડો! મારો! કાપો!"

# પ્રકરણ ૧૬મું.

## લીલા! ભાગ્યહિન લીલા!



રામસિંગ અને માધુસિંગ ન્હાસી ગયા કે તરતજ મોહનરાત્રે લીલાના ઓરડાનો માર્ગ લીધો લીલાની આંખો અશ્રુઓથી ભરેલી હતી! તેના મસ્તિકમાં ભયંકર વેદના થતી હતી આંખો ત્રેહકાતી હતી અને લંઘનથી તેનો સ્વર ક્ષીણ થયો હતો. તેના શરીરમા

જ્વર ભરાએલો હતો. મોહનરાવે સક્રોધ ત્યાં જઇ તેને કહ્યું, "લીલા ! કમબખ્ત લીલા ! તમારા ઘરનો ત્યાગ કરી સત્વર અહીંથી પ્રમાણ કર ! મારાં ઘરનો ત્યાગ કર ! દુષ્ટા ! તને ખબર હતી કે એ નરેન્દ્ર નહિ પણ શામસિંગ લુટારો છે છતાં તે તેની જોડે પ્રેમ કરી મારી આબરૂ--કિર્તી અને પૈસા સર્વનો નાશ કરાવ્યો ! અરે મારી આખી મિલ્કત એ પ્રપંચીના હાથમાં જાય તેનો પણ તને ખ્યાલ ના આવ્યો ! દૂર થા ! ચંડાળ ! મારા ઘરથી દૂર થા !

"જમી મિષ્ટાન્નના ભોજન નિમક ખાધું નકી મારૂં,
ભૂલી તેને દગો દેતાં મને કંઇ ખ્યાલ ના આવ્યો !
શ્રીમંતો, આબરૂવાળા હિરાને વ્યર્થ તરછોડી.
અહો પાષાણ હાથે તેં અધમ પાપી તેને ભાવ્યો !
ઘુસ્યો ઘરમાં લૂટારો, ધુર્ત, ઢોંગી, દંભને માટે,
અરે ! તેને પિછાની તે મને ના ભેદ દરશાવ્યો !"

"કાકાજી ! લાવો લાવો તમારી તલવાર લાવી આ નિર્ભાગીણીનો-- કમનસીબ લીલાનો નાશ કરો વિનાશ-કરો."

"તમારૂં અન્ન ખાઇને તમોને ડંશ દેનારી,
અભાગી દેહ ધરનારી અરેરે ! હુંજ તે નારી !
ઘુસ્યો ઘરમાં લપાઇને મને કહી પ્રાણથી પ્યારી !
અરે ! તે ધુર્તની થારી સ્વિકારી હુંજ તે નારી !
ન કાયા આ કપાઇને થઇના દુર્દશા મારી,
ખરેખર ભાગ્યથી હારી અહાહા ! હુંજ તે નારી !"

લીલાએ ઉદ્વેગથી એ વચનોનો ઉચ્ચાર કર્યો અને તે શાંત નયને પણ શોકીત હ્રદયે નીચે જોઇ રહી. લીલા ! બિચારી લીલા ! તેને ધર્મ

કરતુત ધારે નહી. રામસિંગે લીલાના કુમારવ્રતનો ભંગ કર્યો હતો અને પછીજ તેને કહ્યું હતું કે હું રામસિંગ લુટારો છું." બિચારી અબળા હવે શું કરી શકે! પોતે ધર્મહીન થઇ છે એ પણ કોઇની આગળ નિવેદી શકાય એમ નહોતું અને રામસિંગને ખુલ્લો પાડી દેતાં પોતાને બીજા પતિ સાથે સંલગ્ન થઇ વ્યભિચાર મહાપાતકને શીરે સ્વિકારવાનો દોષ આવતો હતો એટલે તે પરિણામ ઇશ્વરને સોંપી મૂક વૃત્તિ ધારણ કરીજ રહી હતી. આ વાત તે કોઇને જણાવે એવું પણ શી રીતે બની શકે એમ હતું. એટલે તેણે ઉપર પ્રમાણે ઉત્તર આપી સ્વહસ્તેજ મોહનરાવ પાસે મૃત્યુની યાચના કરી!

"ઓહ લીલા!" લીલાનો ઉત્તર સાંભળતાંજ મોહનરાવ ગરજી ઉઠયા, "દુષ્ટા! પાપ કરીને તે પાછાં છુપાવવા માંગે છે અને મારી પાસે પાછી સતી થવા આવી વિચીત્ર માગણી કરે છે! બસ! દૂર થા! ચંડાળ! તારૂં વર્તન એક નાટકમાં શોભે એવુંજ છે! તારૂં હવે અત્રે કામ નથી, જા! જા! દૂર થા!"

"કયાં જાઉં! હવે નિરાધાર-નિરાહાર-કયાં જાઉં! અત્રે આવ્યા પછી પિતાનું પણ મૃત્યુ થયું છે, હવે મને કોણ આશ્રય આપશે! કયાં વિસામો મળશે!"

"ગમે તે થાઓ લીલા! તેની મને હવે જરા પણ પરવા નથી, તારૂં ગમે તે થાઓ! આશ્રય મળો કે ના મળો તેથી મને કાંઇ કામ નથી માટે ઘર ખાલી કર! તારાં અપવિત્ર પગલાં મારા ઘરમાંથી દૂર કર!"

"પણ એમાં મારો શો વાંક! મેં શું રામસિંગને અહિં બોલાવી આણ્યો હતો. તે કાંઇ મારી સૂચનાથી અત્રે આવ્યો હતો?

તો પછી આપ મારાપર-મુજ ગરીબ અબળાપર શામાટે ગુસ્સો કરો છો!" લીલાએ પ્રાર્થના કરી.

"લીલા! તારો શું દોષ! હજી તું મને તારો દોષ પૂછે છે? અરે આવો અગ્નિના ગોળા જેવો સીનમગાર શયતાન મારે ત્યાં આવી છુપાયો હતો. છતાં તે મને એ બાબતની ખબર હોવા છતાં પણ મને જાણ ના કરી! તેની સાથેજ તે પ્રેમ રાખ્યો અને અંતે તેનેજ તારો લગ્નમાં હાથ આપવા પણ તૈયાર થઇ, એ શું તારો ઓછો દોષ છે, તારી થોડી ભૂલ છે! છતાં હજી તું મને તારો દોષ પૂછે છે!"

"હું નિર્દોષ છું! નિર્દોષ છુ કાકાજી! શું કહું; આ સઘળી ઘટનામાં એક પણ કાર્ય જો મેં મારી અનુમતિથી કરાવ્યુ હોય તો હે ઇશ્વર! તારી અપાર અવકૃપા આ દુર્ભાગીના દેહનો નાશ વિનાશ કરજો! વજ્ર તૂટી આ કાયાને નાબુદ કરજો, પિતાજી! ઇશ્વર પ્રિત્યર્થે હું કહું છું આમાં મારો જરા પણ દોષ નથી, તમે મને કાંઇ પણ પૂછો નહિ!"

"તને નહિ પૂછું, હવે તને નહિ પૂછું ત્યારે કોને પુછું!"

"મારા પ્રારબ્ધને પૂછો!"

"એમ, હવે મારા પ્રારબ્ધને પુછો, તો આજ પર્યન્ત શા માટે પ્રારબ્ધનેજ શરણે ન થઇ? શા માટે પ્રારબ્ધેજ તારા ઉદરનિર્વાહનો પ્રબંધ ન કરી આપ્યો! બોલ! બોલ! લીલા! હજી પણ બોલ આ પાપની મનેજ શામાટે ખબર ન આપી, શામાટે મારાથીજ સઘળું છુપું રાખ્યું!

ઉત્તરમાં લીલાની કોમળ આંખોમાંથી અશ્રુના ટિપાંઓ ખરી પડયાં, તેનું હૃદય પોકારી ઉઠયું.

"કહું શું પાપની પોથી લખી કર્મે વિધાતાએ,
ભયંકર છે ગુનોહ તો આ હવે શું બોલવું મારે!
છપાઇ પાપની છાયા કપાળે કાંપ બાઝયો ત્યાં,
પ્રભુ કોપ્યો પછી દિલ આ કહો ક્યાં ખોલવું મારે!
જમા છે પાપની રકમો ન સોદો પુણ્યનો બાંધ્યો,
દુખી આ દેહ ને કાંટે અરે શું તોલવું મારે!"

મોહનરાવ હવે વધારે ધીર ધારી શકયો નહિ, તેમણે લીલાનો અંબોડો ઝાલી તેને પલંગ પરથી નીચે પાડી નાંખી અને પોતાના હાથમાંની નેતરની સોટી હતી તેજ તેને લગાવી દીધી. લીલાનો આક્રંદ વધી પડયો તેમ મોહનરાવનો ક્રોધ પણ વધ્યો, "જા લીલા! તારૂં કાળું કર! એ અધર્મિ! તારૂં શ્યામ મુખ દૂર કર!" મોહનરાવે ફરી કહ્યું.

"તજી ઘર જા! કૃપા રાખી ભુલી ઉપકાર સૌ મારાં,
વધુ કહેવું નથી કાંઇ હવે ચંડાળ! ચાલીજા!
ઘણું વેઠયું! ઘણું સાંખ્યું! હવે હદ થૈ ઘણી મોટી,
તજી આ પંથ તુજ રસ્તે નિચી નજરે નિહાળી જા!"

"હવે કયાં જાઉં, મને દત્તક લઇ પાલનપોષનનો આધાર તમોએ સ્વિકાર્યો, મને તમારીજ પુત્રી બનાવી. હવે જવાનું કયાં કહો છો અને જો એમજ કહેવાની ઇચ્છા હતી તો પછી મને દત્તક શા માટે લીધી? હવે તો દુઃખે પાપે ગમે તે પ્રકારે મારૂં પોષણ કરો અને કોઇ સુયોગ્ય સ્થળ જોઇ મારા લગ્ન કરી આપો એટલે હું દૂર થઇશ!"

"લીલા! મેં તો એમજ ધાર્યું હતું પણ તેંજ, તારા કર્મેજ—તારા કૃત્યેજ તારા એ અધિકારનો નાશ કર્યો છે પછી હવે મારી પાસે તું યાચના શાની કરે છે? જો! તેં મારા ગૃહનું ગૌરવ જાળવી

રાખ્યું હોત તો તારો લગ્ન સંબંધ પણ મેં કરવામાં વાંધો નહિજ રાખ્યો હોત પણ હવે કશું નહિ, હવે તું મારી પુત્રી નથી! મારી અંગભુતાનથી! પરંતુ મારી દૂશ્મન છે,–મારી વૈરીણી છે!"

"પિતાજી! આપની એ માન્યતા પણ દોષ યુક્ત છે!" લીલાએ ફરી ઉત્તર આપ્યો પણ તે સાથેજ મોહનરાવે સક્રોધ તેને બે તમાચા એવા જોરથી લગાવી દીધા કે તે બેશુદ્ધ થઇ જમીન પૈર ઢળી પડી! તેને પડતી જોઇ મોહનરાવ ગભરાયા! અહો લીલાનું "મરણ થશે તો મારૂં શું થશે!" આ વિચાર આવતાંજ તેણે એક નોકરને બુમ મારી અને કહ્યું, "રામા! જા વિશ્વાસરાવ ડોકટરને બોલાવી લાવ!" રામો તરતજ શેઠની આજ્ઞાને સન્માન્ય સમજી ચાલતો થયો. મોહનરાવને ત્યાં બધા મળી ફક્ત બંગલામાં સાત નોકર હતા, પરંતુ નરેન્દ્રે–રામસિંગે દ્રવ્ય આપી બધાને ફોડયા હતા, અને બધાએ મોહનરાવને અનેક પ્રકારે લુંટી લીધો હતો. એક રામો! રામોજ વફાદાર રહ્યો હતો. રામો ડોકટરને બોલાવવાને તેને ઘેર ગયો પણ ડોકટરના દવાખાનાનું બારણું બંધ હતું એટલે તે બ્હારજ ઉભો રહ્યો, એટલામાં તેના માથા પર આવેલા દાદરપરથી ધડ ધડ ધડ કરતો રકતનો પ્રવાહ વહી નીકળ્યો. રામો આ જોતાંજ સ્તબ્ધ થઇ ન્હાસતો હતો, પણ તે પહેલાંજ ચાર પોલિસોએ આવી તેને પકડી લીધો અને કહ્યું, "ખુન! ખુન! ડોકટર વિશ્વાસરાવનું ખુન કરનાર ખુની પકડાયો!" રામો આશ્ચર્યભાત થઇ ગયો!



# પ્રકરણ ૧૭ મું.

## "આજ! આજ! જાગીરદાર મોહનરાવની છોકરીનો ખૂની!"





મધુકર આજે મોહનરાવ જાગીરદારના ઓરડામાં બેસી જાગીરદારની પુત્રી મધુલતાના ખુનની બાબતોનો વિચાર કરતો હતો. તેવામાં પોલીસના વસ્ત્રો પહેરેલાં વીસ શસસ્ત્ર માણુસો ત્યાં ધસી આવ્યા અને તેમાંથી એક માણુસે આગળ આવી મધુકરનો હાથ પકડી તેને ખેંચી નીચે નાંખ્યો અને કહ્યું, "આજ! આજ! જાગીરદાર મોહનરાવની છોકરીનો ખૂની!" તે સાથેજ ત્યાં ઉભેલા સૈનિકોએ મધુકરને બળપૂર્વક બાંધ્યો અને તેને દાદરની નીચે ઘસડી પાડયો. બીજાઓએ તેને ઉંચકી બહાર ઉભેલી ગાડીમાં નાંખ્યો અને તરતજ ગાડી કોઇ અગમ્ય સ્થળે દોડી ગઇ!

પાઠક! એ પોલીસના વસ્ત્રોમાં આવેલો ધુર્ત તે રામસિંગ પોતેજ હતો અને તેણેજ પુનઃ મધુકરને પકડી પોતાના ગુપ્ત ભોંયરામાં તેને આ રીતે પુનઃ કેદ કર્યો. પરંતુ તે પહેલાં રામસિંગે શું શું કર્યું તે આપણે જોઇશું. આગલા પ્રકરણમાં આપણે જોઇ આવ્યા છીએ કે રામસિંગ "ચોર! ચોર!" કરતો પોલિસના માણુસોને અજબ રીતે છકકટ ખવાડી નાસી ગયો હતો અને તેમની આગળ જે માણુસ દોડતો હતો તે બીજો કોઇ નહિ પણ માધુસિંગજ હતો. પાછળના ચોર મધુકરના સિપાઇઓ રામસિંગને

ભરોસે દોડયાજ કરતા હતા પણ એક જગ્યા ઉપર આવતાં રામસિંગે એક સીટી મારી, તે સાથેજ ટોળા બંધ તેના માણસો ધસી આવ્યા અને તેમને ઘેરી લીધા. માત્ર મહા મહેનતે એક મધુકરજ છૂટી નાઠો હતો પણ અંતે આપણે ઉપર જોયું તેમ તે પણ પકડાયો અને તેને પણ રામસિંગના બંદિવાસમાં પુરાવું પડયું, પરંતુ રામસિંગે મોહનરાવના ઘેરે જઇ મધુકરને પકડયો તે પહેલાં તે ડૉકટર વિશ્વાસરાવના દવાખાનામાં ગયો. એણે જતાંને વાર વિશ્વાસરાવને કહ્યું, "ડૉકટર સાહેબ! મારે આપને એક ગુપ્ત વાત કહેવી છે માટે જરા કોઇ એકાંતિક ઓરડામાં ચાલો! ઘણીજ જરૂરની વાત છે!"

આ સાંભળતાંજ વિશ્વાસરાવ દવાખાનામાંથી ઉઠયો અને ઉપર ગયો. ત્યાં જઇને રામસિંગ અને વિશ્વાસરાવ બંન્ને બેઠા, પછી કિંચિત વાર રહી વિશ્વાસરાવેજ રામસિંગને પ્રશ્ન પૂછયો "તમો કોણ છો, કયાંથી આવો છો, અને એવી કઇ ગુપ્ત વાત મને કહેવાની છે."

"હું શ્રીગંજનો જાગીરદાર છું, મારે તમોને એમ પૂછવાનું છે કે દિનાજપુરના જાગીરદાર મોહનરાવ તમારે ત્યાંથી કેટલા દિવસ થયા દવા લે છે, તે જરા મારે જાણવાની અગત્ય છે!"

"આજે બરાબર તેમની દવાને તેરમો દિવસ ચાલેછે!"

"આજે તેઓ દવા લઇગયાછે!"

"નહિ, તેઓ હંમેશાં સંધ્યાકાળે જ્યારે બહાર ફરવા નીકળેછે, ત્યારેજ મારી પાસે આવીને પોતાની પ્રકૃતિ બતાવી ઔષધી લઇજાયછે આજે પણ તેઓ સંધ્યા કાળે આવશે!"

"તેઓ અહીં એકલાજ આવેછે કે સાથે બીજાં માણસો હોયછે!"

"હવેતો હંમેશાં તેઓ ચાર સશસ્ત્ર સિપાઇઓ પોતાની સાથે રાખે છેજ."

"તો ડોક્ટર સાહેબ! આજે આપે તેમને એવી દવા આપવી કે તે દવામાં કોઇ પ્રાણુ ઘાતક ઝેર પણ ભેળેલુંજ હોય! એટલે તેવી દવાથી મોહન રાવને હમ્મેશાં દવા આપવાની ખટખટજ મટી જાય! અને તમારી ફીબદલ તમોએ રોકડા રૂપીઆ એકલાખ ગણી લેવા, તેમાં અર્ધી પહેલાં અત્યારેજ લેવા અને અર્ધી રકમ પછી ગણી લેવી!"

"જાગીરદાર! આવો ભયંકર અન્યાય કરવાનું શું કારણ છે તે પહેલાં મારે જાણવું જોઇએ!"

"તે નહિ બનશે!"

"ત્યારે તો તમો કહો છો તેપણુ નહિ બનશે!"

"તે સાથેજ રામસિંગની કટારી વિશ્વાસરાવના કંઠમાં પેસી ગઈ અને તેમાંથી દડદડાટ લોહી વહો નીકળ્યું. તેનો રેલો છેક દાદર પરથી નીચે બેઠેલા એક માણુસ પર પડયો, એજ માણુસ તે મોહનરાવે વિશ્વાસરાવ ડોકટરને લીલાને માટે તેડવા મોકલેલો રામો હતો, અને રામસિંગે તેનેજ ખુની ઠોકી બેસાડી પોતાના માણુસો પાસે પકડાવી લઇ પોતાના ગુપ્ત ગૃહમાં કેદ પૂર્યો હતો. તે પછી રામસિંગ ઘેર ન જતાં મોહનરાવને ઘેરગયો મધુકરને પણ બંદીવાન બનાવી લઈ તેને ગાડીમાં નાંખી કોઈ અગમ્ય માર્ગે ગાડી હાંકી ગયો, ત્યાંથી મધુકરને ઉંચકી જવામાં આવ્યો અને તેને એક અંધકાર યુક્ત ભોંયરામાં કેદ પૂર્યો, મધુકરને એક રીતે અત્યારે બંદીવાન થવાથી જરા ફાયદોજ થયો તેના શ્રમપૂર્ણ શરીરને જરા રાહત મળવાનો સુયોગ આવ્યો પરંતુ મધુકર બીજેજ દિવસે કોઇપણ પ્રકારે ત્યાંથી

છૂટી જવાનો વિચાર કરવા લાગ્યો. એ કેદખાનામાં થોડે દૂર કાલીમાતાની એક ભયંકર મૂર્તિ મૂકવામાં આવી હતી. મધુકરે તેની પાસે જઇને પોતાના બે હાથ જોડી પ્રાર્થના કરતાં નમ્ર સ્વરમાં કહ્યું કે "હે, માતા ! જગદમ્બા ! તમારી સન્મુખ તમારા નયનો સામેજ આ દુષ્ટો આટલો બધો અત્યાચાર કરે છે છતાં પણ તમો તેનો કોઇ પણ પ્રકારે વિનાશ કરતા નથી એટલે ખરેખર એમજ થાય છે કે તમારી મૂર્તિમાં હવે કોઈપણ પ્રકારની શકિત રહેવા પામી નથી ! અહો ! હવે એવી તમારી મૂર્તિનું કાંઇ પણ પ્રયોજન નથી તમે દૂર થાઓ ! એમ કહી તેણે મુર્તિના મુખપર એક જોરથી તમાચો માર્યો તે સાથેજ તે પ્રતિમા સરરર કરતી અંદર ઉતરી ગઈ અને ત્યાંથી એક વજ્રનો ભાલો બહાર નીકળી આવ્યો, એ ભાલો જોતાંજ મધુકર ખસી ગયો. પણ પુનઃ ધીમે રહી પાસે આવી તેણે તે ભાલાને તોડી નાંખ્યો તે સાથેજ ત્યાં એક નિસરણી દેખાવા લાગી. મધુકર એ નિસરણીપરથી અંદર ઉતરી ગયો અને તેણે ત્યાં જઇને પોતાનુ ફાનસ સળગાવ્યું. એ ફાનસના ઝાંખા પ્રકાશમાં તેને બે શબ પડેલા દૃષ્ટિગોચર થયા, તે બન્ને મડદા ઉપર એક ધોળી ચાદર બીછાવેલી હતી અને તે ઉપર થોડા હથિયારો નાંખવામાં આવ્યા હતા, બન્ને મૃતક શબો દુર્ગંધીથી પરિપૂર્ણ હતા અને બદબો એવી ભયંકર આવતી હતી કે તેની પાસે ઉભા પણ રહી શકાતું નહોતું છતાં મધુકરે તે શબપાસે જઇતેનામુખપરથી વસ્ત્રો દૂર ખસેડયાં, અને જોયું તોતે લાસ નરેન્દ્ર અને ભામાની જણાઇ. નરેન્દ્ર અને ભીમાને રામપુર ની સીમમાંજ રામસિંગે મારી નાંખ્યા હતા અને તેણે તેમના માથાં કાપી લીધા હતા, પાછળથી વખત મળતાં તે તેમના શરીરોને પણ ઉંચકી લાવ્યો હતો અને તેણે તે ત્યાંજ રાખ્યા હતા. મધુકર નરેન્દ્રને ઓળ-

ખતો નહોતો. તે ભીમાને પણ ઓળખતો નહોતો! પરંતુ નરેન્દ્રના જમણા દંડમાં એક કંકણ હતું તેપરથી મધુકરને બધી માહિતી મળવા પામી. એ કંકણ શરીરપર વસ્ત્રો હોવાને લીધે રામસિંગને દેખાયું નહોતું. તેણે તે બ્હાર કાઢયું તો તેની ઉપર નીચેના શબ્દો કોતરાવેલા જણાયા

"નરેન્દ્ર વિશ્વમોહન દિનાજપુરના જાગીરદાર."

આ શબ્દો જોતાંજ મધુકરની ખાત્રી થઇ કે આ મૃતક દેહ નરેન્દ્રનીજ છે અને તે ઉપરથી અનુમાનજ થયું કે બીજી લાસ તે ભીમાની છે. મધુકરે આ બન્ને લાસને બહાર લઇ જવાનો પ્રયત્ન કરવા માંડયો, તે એજ ભોંયરામાં આગળ ગયો ત્યાં બીજી એક મોટી દિવાલ હતી. તેણે એ દિવાલની ઉપર ચઢવા પ્રયત્ન કરી જોયો તો તેમાં તેને સફળતા મળી. વળી ત્યાંથી નીચે સુધી એક દોરડું બાંધેલું હતું. તેણે તે દોરડાપરથી નીચે જઇ છૂટવાનો પ્રયત્ન કર્યો પણ તે પહેલાં તે પાછો ઉપર આવ્યો તેણે બંન્ને લાસને એક ધોતીયામાં બાંધી અને તેને દિવાલની થડમાં રાખી તે ધોતીયાનો છેડો પકડી પોતે ઉપર ચઢયો. પછી તેણે તે ધોતીયું ખેંચી લઈ તે લાસોને ઉપર લીધી, ત્યાંથી ધીમે ધીમે તેને બ્હાર ઉતારી અને પાછો પોતે પણ બહાર ઉતરી ગયો. તે ત્યાંથી સિધોજ દિનાજપુર ગયો, આ વખતે તેને જણાયું કે આગુપ્તગૃહ તે દિનાજપુરની બહુજ પાસે હતું. તેણે એ બન્ને મૃતક શબો મોહનરાવના વાડામાં મૂકયા અને પછી પોતે ઉપર ચઢવા પ્રયત્ન કરવા લાગ્યો પણ ઉપર ચઢી શકાય એમ હતુંજ નહિ અને બારણાંપર તો દ્વારપાળ ઉભોજ હતો એટલે મધુકરે પોતાનો કુતરો છોડી મૂકયો, તેણે જઈ દ્વારપાળ ઉપર હુમલો કર્યો, ભસ્યો અને તરતજ પાછો ફરી ન્હાસવા લાગ્યો એટલે દ્વારપાળ પાસે પડેલો એક પત્થર લઇ

તેને મારવા દોડયો કે તરતજ મધુકર અંદર ધુસી ગયો. તેણે જાગીરદારને ઉઠાડયા અને તેમને કહ્યું, " મહાશય! આપને એક બે લાશ મારે બતાવવા છે તમો તે જોઇ શકશો.

" મધુકર! તમને તો પોલીસોએ મારી પુત્રીના ખુનના આરોપસર પકડયા હતા ને?"

" અરે એવો તો હું સેંકડો વખત પકડાયો અને છુટયો, મોહનરાવ! એ તો સઘળી બદમાસોની બાદશાહી હતી ચાલો! ચાલો! મારી સાથે ચાલો, ત્વરા કરો, ઢીલ કરવાથી કામ બગડશે! "

" હા ચાલો!" એમ કહી જાગીરદાર અને મધુકર બને બંગલાના કમ્પાઉંડમાં આવ્યા, મધુકરે ત્યાં પડેલી બંને લાસ પરથી તેના ઉપર ઓઢાડેલી ચાદર ખેંચી લીધી. જાગીરદારે તે બન્નેને જોયાં પણ નરેન્દ્રને તો તેઓ ઓળખી શકયાજ નહિ પરંતુ ભીમો તેમના હાથ નીચે ઘણો વખત રહી ગયો હોવાથી તેને બરાબર ઓળખ્યો. અને તેની સાથેજ નરેન્દ્ર હોવાથી પેલી લાસ નરેન્દ્રનીજ છે એમ તેમની પણ ખાત્રી થઇ તેમણે મધુકરને ઉદ્દેશીને કહ્યુ, " મધુકર! મધુકર! તમારી વિદ્વતા ખરેખર આશ્ચર્યકારક છે તમો પાતાળમાંથી પણ બદમાસોને શોધી કાઢી સજા કરી શકો એમ છો. માટે કૃપા કરીને હવે મધુલતાને કોઇપણ પ્રકારે શોધી કાઢો આપનો ઘણોજ ઉપકાર માનીશ અને મારી શકિત પ્રમાણે તમારો પુરસ્કાર પણ કરીશ. "

" મહાશય! આપ એ પુરસ્કારની તો વાતજ જવાદો! હું તો મારો ધર્મ સમજીજ કામ કરૂં છું તેમાં પુરસ્કારની કે બીજા કશાની આશાજ રાખતો નથી એટલે હું મારા જીવનની છેલ્લી ઘડી સુધી ખુનીઓને શોધી કાઢવા પ્રયત્નો કરીશ પછી તો તમારૂં-મારૂં ભાગ્ય!

ચાલો. હવે આ અંધકારયુક્ત સ્થાનમાં વિશેષ સમય રહેવાની ખાસ જરૂર નથી. ચાલો ! બંગલામાં જાઓ !" મધુકરે જાગીરદારને કહ્યું અને સત્વર ત્યાંથી પોતાની શોધ આગળ ચલાવવા પ્રયાણ કરી ગયો.

મધુકરની કાર્યદક્ષતાપર વિચાર કરતા જાગીરદાર સાહેબ નિદ્રાધીન થયા.

# પ્રકરણ ૧૮ મું.

## "હું તો તમારી પાછળ ઘેલી થઈ છું ! ચાલો !!"



ભીમો ડૉકટર વિશ્વાસરાવને બોલાવવા ગયો તે સમયે મોહનરાવે લીલાને પોતાના ઘરમાંનીજ કેટલીક ઔષધી આપી અને તેને શુદ્ધિમાં આણી, હવે તેને વધારે દુઃખ નહિ આપવાના વિચારથી જાગીરદાર ત્યાંથી ચાલી ગયા અને લીલા એકલી પડી ઓરડામાં આક્રંદ કરવા લાગી, એટલામાં અચાનક તેના ઓરડાનું બારણું ઠોકાયું, લીલાએ તરતજ તે ઉઘાડયું, તો રામસિંગજ ત્યાં તેની દ્રષ્ટિએ પડયો. આ વખતે તેણે ગૃહસ્થને શોભતા ઉમદા વસ્ત્રો પરિધાન કરેલા હતા. માથે સુંદર પાઘડી મૂકી હતી અને હાથમાં સુશોભિત લાકડી ધારણ કરેલી હતી. તેણે અંદર આવી પાછી કમાડ બંધ કરી દીધી અને લીલાને સ્વસ્થ થવા સૂચના કરી, પણ લીલાના હૃદયમાં સ્વસ્થતા—હવે સ્વસ્થતા હતીજ નહિ, "રામસિંગ! રામસિંગ! હવે ફરી ફરી અહીં શા માટે આવ્યો ?" લીલાએ તરતજ પ્રશ્ન કર્યો.

"તારી રક્ષા કરવાનાજ ઉદ્દેશથી, તને મારા ગયા પછી કેવા કષ્ટ પડયા તે સઘળું હું જાણું છું, હવે તને આ પ્રકારે મારે વધારે વખત દુખી થવા દેવી નથી તારો ઉદ્ધાર કરવો છે!"

"મારો ઉદ્ધાર અને તે તમારે હાથે! નરેન્દ્ર—નહિ રામસિંગ! તમારી સઘળી વાત ખુલ્લી પડી ગઇ છે, મધુકર તમારી પાછળજ મંડેલો છે અને તેણે નરેન્દ્ર તથા ભીમાના શબો પણ શોધી કાઢ્યાં છે હવે તમો પોલિસ અધિકારીઓના હાથમાં આવતાંજ તમોને ફાંસીની શિક્ષા થશે!"

"થઇ! થઇ! લીલા!! એવા તો સેંકડો મધુકર મારા કેદખાનામાં સડે છે તે તને કયાં ખબર છે તું જાણે છે કે હું એ પોલિસ અધિકારીઓના હાથમાં આવવાનોજ નથી અને કદી પકડાયો તો પછી ગમે તે પ્રકારે પણ ન્હાસી છુટતાં મને વાર નથી!"

"ઠીક, પણ હવે તો હું તમારે હાથે મારી મુક્તિ થાય એ ઇચ્છતીજ નથી મને તો મરણથીજ મૂક્તિ મળે એમ હું ઇચ્છું છું."

"લીલા! આ સમય હઠ કરવાનો નથી, જો આમજ થશે તો મારે તારાપર જુલ્મ કરવો પડશે, હવે તારા વિના મને જીદંગી સુની લાગે છે દિવસો જતા નથી અને શરીરમાં સદા સર્વદા બેચેની રહેછે એટલે હવેતો ગમે તે પ્રકારે તને લઇ જવા સિવાય મારે બીજો ઉપાય નથી."

"તમો મને કેવી રીતે મૂકત કરવા માંગોછો!"

"હમણાંજ મારી સાથે આ ઘર છોડી ચાલી આવ! અને મારા ઘરની ગૃહિણી થા. લીલા! આ જાગીરદારની આગંતાઇ કરતા કોઇ પણ પ્રકારે મારી ધનીકતા કમી નથી. ત્યાં પણ આવાજ વિશાળ

ઉદ્યાનો, આવાંજ ભવ્ય ભુવનો અને આવાંજ નોકર ચાકરો છે અને તે સર્વ તારી આજ્ઞા ઉઠાવશે ! "

" બધું છે પણ ત્યાં ધર્મ નથી ! "

" તું આવશે એટલે તે પણ આવશે, લીલા ! ખરૂં પૂછે તો આજ સુધી મને કોઇ સદ માર્ગે ચઢાવનારજ મળ્યું નથી. આજ પર્યન્ત તારા ઉપદેશથી મારા અંતરમાં ધર્મની ભાવના બહુજ જાગૃત થઇ છે હવે હું આ અધર્મિ કામો કદીપણ કરનાર નથી. માત્ર હવે પછી એક પાપ–મહાપાપ મારા હસ્તે થનાર છે ! "

" વળી તે કયું ? "

" તું મારે ત્યાં આવે તેજ દિવસે અત્યારે મારા કેદખાનામાં જેટલા માણસો છે તેટલાના ખૂનો કરી નાંખવાનો છું અને પછી અત્રેની સઘળી સમ્પત્તિ લઇ આપણે કોઇ બીજા દૂરના શહેરમાં પ્રયાણ કરી જઇશું અને ત્યાં વેપારી તરીકે આપણું અવશેષ આયુષ્ય પરિપૂર્ણ કરીશું ! "

" તો હમણાં પણ તમો તેમજ કરો ! આ લૂંટફાટનો ધંધો પ્રભુને ખાતર પણ છોડી દો."

"તેમાં તારીજ ખોટ છે. લીલા ! લીલા ! જો તું નહિ હશે તો મારી જીંદગી આમને આમજ પરિપૂર્ણ થશે. અને તું આવશે તો તે સુધરી જશે, લીલા ! મારી ખાતર પણ તું આટલો પરોપકાર કર ! મારી સાથે ચાલ !"

"એટલે હું અહીંથી ન્હાસી જાઉં ! મારા પાલકની આબરૂનો, મારા કુલ શીલનો, મારા ધર્મનો ત્યાગ કરૂં અને ન્હાસી જાઉં !"

"હા ! ન્હાસી જાઓ ! કારણ કે મારૂં કુલશીલ પણ નીચું નથી ! લીલા ! લીલા ! તને એક વાત સાંભરે છે !"

"શું !"

"તારા પિતા જીવતા હતા ત્યારે તારી ઉમર સાત વર્ષની હતી તે સમયે તારા એક શ્રીમંત જાગીરદારના પુત્ર જોડે વિવાહ થયા હતા !"

"હા, પણ તે જાગીરદારને તો સરકારે કોઈ મહા અપરાધની ખાતર તેની જાગીર ખુંચવી લઇ પદભ્રષ્ટ કર્યો. એટલે તે પોતાની સ્ત્રીને લઈ કોઇ જગ્યાએ અદ્રશ્ય થઇ ગયો. તેના પુત્રના લગ્ન શ્રી ગજના જાગીરદાર વિજયરાવની પુત્રી તરંગીણી જોડે થયા હતા અને મારા વેવિશાળ પણ પહેલાં તેની જોડેજ થયા હતા તેનુ નામ ઘણું કરીને નિખિલબાબુ હતું !"

"લીલા ! ઓ વ્હાલી લીલા ! તે નિખીલચંદ્ર-તે નિખિલબાબુ તે તરંગીણીનો પતિ અને વિજયરાવનો જમાતા તથા તારો ભાવિ થનારો પતિ નિખિલબાબુ તેજ આજ તારી સામે રામસિંગ લુંટારા તરીકે ઉભો છે. જો ! જો ! આ હૃદય ચીરીને જો !"

આ શબ્દો સાંભળતાંજ લીલા સ્તબ્ધ બની ગઇ તેની આંખો પ્રેમના અશ્રુઓથી ઉભરાઇ ઉઠી અને તેના મોઢામાંથી ઉદ્દ્ગારો નીકળી ગયા, "અહો નિખીલ ! નિખીલબાબુ તે તમે પોતે !"

"હા લીલા ! હા. હુંજ તે પોતે ! માટેજ તને કહું છું કે મારી સાથે ચાલ ! મારૂં કુલશીલ ખોટું નથી મારામાં બીજો કોઇ કલંક નથી તો પછી મારી સાથે આવવામાં તને શો વાંધો છે ? અને અહીં જાગીરદાર પણ તને પોતાના ઘરમાં રાખે એમ નથી. વળી તારા વિવાહ મારી સાથે થયા હતા એટલે હું તારો ખરો પતિ પણ છું, પછી શોક શું ! પાપ શું ! દુઃખ શું !

આ સાંભળતાંજ-રામસિંગ નિખીલબાબુજ છે એમ જાણતા લીલાનું હૃદય હાથમાં રહ્યું નહિ તે ઉઠી ઉભી થઇ અને નિખીલને

કહ્યું, " નિખીલકુમાર ચાલો ! ચાલો ! ત્યારે હવે સત્વર પ્રયાણ કરો ! હું તો તમારી પાછળ ઘેલી થઇ છું ! ચાલો !"

નિખિલ; નહિ નરેન્દ્ર; નાના; રામસિંગ લૂટારો અને લીલા બન્ને એપાછો ઓરડો ઉઘાડયો; તેઓ અંધારામાં દાદર ઉતર્યા અને વાડા તરફ આવેલા બારણાની સાંકળ કાઢી બહાર પડયા. સર્વત્ર અંધકાર વિસ્તરેલો હતો. મોહનરાવ દિનાજપુરનો જાગીરદાર હતો પણ તે ગામમાં આવેલા પોતાના બંગલામાં ન રહેતાં ગામને પાદરે બંધાવેલા આર્યભુવન નામના મહાલયમાં રહેતો હતો, તે સ્વધર્મનિષ્ઠ હતો અને પ્રાતઃસ્મરણિય દેવ દુર્લભ આર્યસમાજનો અનન્ય અનુયાયી હતો. મોહનરાવનો બંગલો ગામને પાદરે આવેલો હતો અને ત્યાંથીજ જંગલનો વિસ્તાર થતો હતો એટલે તેમને ન્હાસવાને અતિશય અનુકુળતા હતી. તેઓ ધીમે ધીમે ચાલતા હતા એટલામાં પાછળથી રામસિંગને એવો ધક્કો પડયો કે તે નીચે ગબડી પડયો. તેવોજ ધક્કો મારનાર માણસ તેની છાતી પર ચઢી બેઠો. રામસિંગે જોયું. તો તે મધુકરજ હતો ! "ઓહ ચંડાળ ! હજી આ નિર્દોષ અબળાનો પિછો છોડતો નથી ! અધમ ! પાપી !

"હજારો પાપના કામો કીધાં આ હાથથી તોએ,
હજુ દાનત રહી ભુંડી અરે ! પાપે ધરાયો ના !
હૃદયમાં પાપનો કાદવ ભર્યો ના દૂર તે કીધો.
અને શું લોભ અંતરથી હજી અંતે મરાયો ના !
ઉઠાવી આ ભલી બાળા ! કીધાં દુષ્કર્મ કૈં કાળાં,
છતાં પણ મેલ હૈયાંનો હજી તારો હસયો ના !"

મધુકરે રામસિંગને ઉદ્દેશીને કહ્યું, અને પોતાની તલવાર તેનો કંદબોજ કરવા ઉગામી, પણ તરતજ પાછળથી તેના હાથ પર લોહીની

ધારાઓ ગળી પડી ! શોક ! મહા શોક ! મધુકરની તલવાર લીલાએ પકડી લીધી હતી અને તેનો હાથ ચિરાઇ ગયો હતો. તેણે મધુકરને ખુન કરતો અટકાવી કહ્યું "મધુકર! ભાઇ ! મધુકર ! આ દુખીની બ્હેન ઉપર આટલી દયા કરો ! દયા કરો ! મારા પતિને એકવાર મારી ખાતર મારા સૌભાગ્યની ખાતર બચાવો મને આ જીવન વૈધવ્ય નહિ ભોગવવા દો ! "

"લીલા! પણ તારા લગ્ન કયાં આ નરાધમ જોડે થયા છે—બીજો સુકુળવાન પતિ જોઇ તેની સાથે લગ્ન કરો ! "

"પણ...પણ...પણ મારા રતિ રત્નનું એમને વેચાણ થયું છે હવે ! હવે આ હિંદુ ધર્મમાં રહી તેને બીજાને અર્પણ કરવા હું નથી ઇચ્છતી ભાઇ ! મને વૈધવ્ય ન આપો ! મને વિધવા ન કરો ! "

" વિધવા ન કરો !" એ શબ્દ સાંભળી મધુકરનું હિંદુ હૃદય પીગળી ગયું. મધુકર ગમે તેવો પણ આર્ય હતો—હિંદુ હતો મ્લેચ્છ કે યવન નહોતો. તેણે મૂકત કંઠે કહ્યું, "પણ લીલા ! તું આની સાથે નહાસી જઈ શું કરશે ! "

"ગમે તે કરીશ ! સૌભાગ્ય છે તે બહુ છે ! "

"જાગીરદાર તારી શોધ કરશે તેમને શું કહીશ ! "

"તે ઇચ્છેજ છે કે લીલા કાળું કરે ! "

"લીલા ! જા તારે ખાતર રામસિંગને જવા દઉં છું પરંતુ જો તે ફરી ગુન્હો કરશે તો પછી તેના જીવનની આશાન રાખશો ! " આટલું બોલતા તે ત્યાંથી પ્રયાણ કરી ગયો તેને ન છુટકેજ રામસિંગને છોડી દેવો પડયો, કારણ કે તેણે જોયું કે રામસિંગના પાંચ માણસો પોતાની સામે ખુલ્લી તલવારે ધસી આવતા હતા એટલે

તેણે લીલા ઉપર ઉપકાર કરવાની ભાવનાથી રામસિંગને છોડી દીધો રામસિંગ લીલાવતી પોતાને પંથે પડયા, મધુકરે એકવાર ફરીને પાછળ નિહાળતાં તેની દ્રષ્ટિએ રામ-લીલાના દર્શન થયા. તેણે નજર ફેરવી નાંખી અને સ્વગત કહ્યું, "અહો ! હિંદુતા ! જગતની સર્વ શ્રેષ્ઠતા ! તને ધન્ય હો ! શું લીલાનો પતિ પ્રેમ !

બુરો લોભી અધર્મિ કે ગમે તેવો હશે પાપી,
છતાં "શું થાય છે સ્વામી !" તમોને પૂછનારીઓ,
અરબ, ગ્રીસ કે યુરપમાંહી ફરો પણ ના-નહિ જડશે,
બરોબર આર્યકુળ જેવી સ્વધર્મિ ધન્ય નારીઓ !"



# પ્રકરણ ૨૦ મું.

## વીલ નહિ તો બીલ !



રામસિંગ લીલાને લઇ નાથુસિંગને ત્યાં ગયો. આપણે જોયું છે કે એજ નાથુસિંગે રામસિંગને જેલખાનામાંથી મૂકત થવા માટે હથિયારો પુરાં પાડયાં હતાં. લીલાને તેને ત્યાં મૂકી રામસિંગ પાછો મોહનરાવના બંગલામાં ગયો. આ વખતે પણ તેણે બુકાની બાંધેલી હતી એટલે તે કોણ છે તે ઓળખી શકાતું નહોતું. તેણે જાગીરદારના ઘરમાં પેસવાની આ વખતે બીજીજ રીત શોધી કાઢી હતી. તે બંગલાની પાસેજ કદંબનું ઝાડ હતું અને તેની ડાળીઓ જાગીરદાર જે ઓરડામાં સુતા હતા તે ઓરડામાં પડતી હતી. રામસિંગ તે ઝાડપર ચડયો અને ત્યાંથી એ મોરૂડાપર ઉતરી ઓરડાનું છાપરું તોડી ત્યાંથી દોરડું બાંધી

તે અંદર ગયો, અને જાગીરદારનો કંઠ પકડયો. તેવાજ જાગીરદાર જાગી ઉઠયા એટલે રામસિંગે તેને ઉદ્દેશીને કહ્યું, "મોહનરાવ! બીલ નહિ તો બીલ આપો! કાંતો તમારી પત્નિનું વીલ આપો કાંતો મારી પાસેથી એક કરોડ રૂપીઆનું ઝવેરાત લીધું છે એવું બીલ! આપો!"

"મારા કબાટની ચાવી મારી પાસે નથી!"

"તો બીલ આપો," રામસિંગે ફરી પોતાની માંગણી જણાવી પણ શેઠે તે ગણકાર્યું નહિ એટલે રામસિંગે એક સિટ્ટી મારી તે સાથે જ ત્યાં તેના દસ સશસ્ત્ર માણસો દોડી આવ્યા. જાગીરદાર ગભરાયા પણ તરતજ આ ગરબડ સાંભળી મધુકર ત્યાં આવી પહોંચ્યો, તે રામસિંગ લીલાને માર્ગમાં મૂકી દઈ રાવસાહેબને ત્યાંજ આવી સુઈ ગયો હતો તેને જોતાંજ ત્યાં દોડાદોડ થઇ રહી, રામસિંગે પોતાની ગોળીઓ મારી જ્યાં ત્યાંના દિવા બુઝાવી નાંખ્યા અને પોતાના માણસોને નસાડી દીધા. પોતે એકલોજ ત્યાં ઉભો રહ્યો, એટલામાં મધુકરના પણ પોલિસો ત્યાં દોડી આવ્યા પરંતુ રામસિંગે તે વખતે ચાતુર્ય વાપરી તેની સાથે યુદ્ધ ન કરતા ન્હાસવાનોજ માર્ગ લીધો. તે પાછો એ ઓરડામાંથી ઝાડપર ચઢી ગયો પણ તેણે જોયું કે ચારે બાજુએ મધુકરના સિપાઇઓ ગોઠવાઇ ગએલા હતા, એટલે તે ત્યાં ન જતાં રાવસાહેબના બંગલાની પાસેજ તેમણે બંધાવેલા 'આર્યસમાજ મંદિર' માં ઘુસી ગયો. પ્રભાતકાળ થયો હોવાથી ત્યાંના આચાર્ય સરસ્વતિકુમાર શર્મા પોતાના નિત્ય કર્મમાં પ્રવૃત્ત થયા હતા, તેનો કંઠ રામસિંગે એકદમ એવા જોરથી દબાવ્યો કે તેઓ તરતજ મરણ પામ્યા. રામસિંગે તેના કપડાં કાઢી લીધા અને તે કપડાં પહેરી પોતે બહાર નીકળી ચાલી ગયો! મધુકરના માણસોએ ઘણી શોધખોળ કરી પરંતુ કશો પણ પત્તો લાગ્યો નહિ! છેવટે જ્યારે સહવારે આચાર્યની યજ્ઞવેદીમાંથી નિત્ય પ્રમાણે ધુમાડો નીકળતો

દેખાયો નહિ એટલે મધુકરનેજ કાંઇક શંકા ગઇ. તેણે ત્યાં જઇ બારણા ખખડાવ્યા, પણ સુમસામ ! અંતે કમાડ તોડી નાંખવામાં આવી, તો અંદરથી આચાર્યનું શબ મળી આવ્યું અને તે સાથેજ રામસિંગે બાંધેલી બુકાની જડી આવી, વળી આચાર્યના કપડાં પણ ત્યાંથી લઇ જવામાં આવ્યા હતા તે જોઇ સહુ કોઇને રામસિંગેજ આચાર્યનું ખુન કર્યાની અને પછી આચાર્યના વસ્ત્રો પહેરીને તે ન્હાસી ગયો હોવાની કલ્પના થઇ અને આપણે જોયું છે કે તે માન્યતા કેવળ સાચીજ હતી. આ પછી મધુકર થોભ્યો નહિ તે તરતજ સુબોધને ઘેર ગયો પણ આજ ત્રણ દિવસ થયા સુબોધ પણ ગુમ થઇ ગયો હતો અને તે દુઃખમાં તેનાં પિતા શિશિરનાથ બેઠા બેઠા રડતા--આક્રંદ કરતા હતા. આ વાત જાણતાં મધુકરના આશ્ચર્યનો પાર ના રહ્યો. તે એકદમ ત્યાંથી મોહનરાવને ત્યાં ગયો અને પોતાના કપડાં ઉતારી નાંખી તેણે સાધુના વસ્ત્રો પહેરી લીધાં, કારણ કે તે જાણતો હતો કે બદમાસો મોહનરાવના ઘરની આસપાસ સંન્યાસી થઇને ફરે છે ઘોર અંધકારમાં મધુકર એક એવી જગ્યાએ જઇ પહોંચ્યો કે ત્યાં ઘાડી ઝાડી હતી. મધુકરની દ્રષ્ટિ એ ઝાડીમાં પેસતાંજ એક માણસ પર પડી. તે ઝાડીમાં પેઠો. ત્યાંનો દેખાવ જોતાંજ મધુકરને અપાર આનંદ થયો તેણે કરેલી મહેનત સફળ થઇ હતી. તેણે આ વખતે દુરથી મોટા મોટા બરાડા પડતા સાંભળ્યા. તેવોજ તે ત્યાં સુઇ ગયો અને સર્પની માફક પેટે ચાલતો ચાલતો તે સાદ જ્યાંથી આવતો હતો તે તરફ ગયો, તેણે જોયું કે ત્યાં સંન્યાસીના વેશમાં ચાર પાંચ ધુર્તો ઉભા હતા. આમાંજ રામસિંગ પણ હતો. મધુકર તેમને જોઇ ત્યાં સુઇ ગયો અને અંધારામાં પેટે ઘસડાતો ઘસડાતો છેક તેમની પાસે જઇ રહ્યો. તેણે સાંભળ્યું કે તેઓની વચ્ચે સુબોધનું ખુન કરવું કે નહિ તે સંબંધી વાદ ચાલતો હતો પણ અંતે

રામસિંગનો વિચાર તેને મારી નાંખવાનો થવાથી એક સંન્યાસી વસ્ત્ર ધારી અધમ પુરૂષે પોતાની સમશેર લઈ આગળ પ્રયાણ કર્યું અને તે જઇને સુબોધની છાતી ઉપર ચઢી બેઠો, પણ તેની તલવાર ઉંચી થાય તે પહેલાં મધુકરના બંદુકની ગોળીએ તેને વીંધી નાંખ્યો. હવે અહીં રામસિંગના માણસો અને મધુકરના સિપાઇઓ સાથે જબરી ઝપાઝપી થઇ, તેમાં એક ઘા રામસિંગને પણ થયો, એટલામાં મધુકરે જાઇને સુબોધના બંધનો કાપી નાંખી તેને નસાડી દીધો અને પોતે પણ ત્યાંથી દોડતો આગળ નીકળી ગયો. આવી ભયંકર ખુનરેજીથી મધુકર જીવતો રહ્યો એ એક ખરેખર પ્રભુનો ઉપકારજ હતો. રામસિંગે આ વખતે માધુસિંગને પોતાની પાસે બોલાવ્યો અને તેને કહ્યું, "માધુ! તું અહીંથી સીધો આપણા ગુપ્ત ગૃહમાં જા અને ત્યાંની સઘળી વ્યવસ્થા નાથુસિંગને સોંપી તું શ્રાગંજને પાદરે આવેલી ધર્મ શાળામાં જઇ રહે, ત્યાં મેં લીલાને રાખી છે તેની સંભાળ રાખજે હું જેમ બને તેમ ત્યાં સત્વર આવી પહોંચીશ." આ પ્રમાણે કહી રામસિંગ પાછો વિજયરાવને ત્યાં શ્રીગંજમાં સુધા હતી તેની ખબર લેવા જવા નિકળ્યો. તેનો વિચાર સુધાને કેટલીક ગુપ્ત વાતો કહેવાનો હતો. આ સમય દરમ્યાન માધુસિંગ પોતે લીલાની પાસે જઈ રહ્યો હતો, પરંતુ ત્યાં ત્રણ દિવસ પણ પુરા થયા નહિ હશે એટલામાં ધર્મશાળાના માલિક જોડે ટંટો થવાથી માધુસિંગે તેનું ખુન કર્યું અને રાતોરાત લીલાને પુરૂષનો પોષાક પહેરાવી પોતે તેનો સ્ત્રીનો પોષાક પહેરી ન્હાસી છૂટ્યો. આ વખતે તેની પાસે એક પાઇ પણ નહોતી! પણ ધુર્તોને પૈસાની ખોટ શાની હોય! તેણે તરતજ જે કોઇ પોતાની સામે આવે તેનો નાશ કરી તેને લુંટી લેવાનો વિચાર કર્યો.

એટલામાં તેની નજર સામેથી આવતા એક પ્રવાસી ઉપર પડી અને તેણે પોતાનો દંડો ઉંચક્યો, જેવો તે માણસ પાસે આવ્યો કે તરતજ તે દંડો ફેરવીને તેના માથા ઉપર તેણે એવા જોરમાં પ્રહાર કર્યો કે તેનું માથું ફુટી ગયું. તે સાથેજ તે પ્રવાસીએ પણ તેના હૃદયમાં એક લાત મારી! પ્રવાસીની એકજ લાતે માધુસિંગનો તરતજ જીવ નીકળી ગયો, તેણે બીજો લાકડીનો ઝટકો સાથે પુરૂષના વેશમાં લીલા હતી તેને લગાવ્યો. લીલા આ અસહ્ય વેદનાથી પૃથિવીપર ઢળી પડી, તેના મોંમાંથી "પ્રભુ! પ્રભુ!" એવાં ઉદ્ગારો નીકળ્યા. આપણા પ્રવાસીને આ સ્વર પરિચીત લાગ્યો, તેણે પુછ્યું, "કોણ લીલા! મારી લીલા!"

"હા, તમે કોણ નિખીલબાબુ—રામસિંગ!" લીલાએ પ્રશ્ન કર્યો.

"લીલા! તું અહીં કયાંથી આવી?" રામસિંગે પુછ્યું.

"નાથ! વ્હાલા નિખીલ! તમોએ માધુને મારા રક્ષણ માટે મોકલ્યો હતો પણ તેણે ધર્મશાળાના માલીક સાથે ટંટો કરી તેનું ખુન કર્યું એટલે માધુએ મને પુરૂષના વસ્ત્ર પહેરાવી પોતે મારા વસ્ત્રો પહેરી ન્હાસવાનો વિચાર નક્કી કર્યો અને તે પ્રમાણે અમે આ ન્હાસતા હતા. પરંતુ માધુ પાસે પૈસા ન હોવાથી તેણે જે કોઇ પ્રવાસી મળે તેને લૂંટવાનો વિચાર કર્યો. નસીબ જોગે તમેજ સામા મળી ગયા અને આ અત્યાચાર થયો!"

"ઓહ માધુ! માધુ! લિલા! પ્રિયતમા લિલા! મારે હાથે મારા પ્રિય મિત્રનું મરણ અને તારા શિરપર આઘાત! ઓ બાપ!" એટલા શબ્દો બોલતા તે બહાદુર લુંટારો નહિ, એક સમયનો શ્રીમંત જાગીરદાર રડી પડયો. તેની આંખમાંથી ચોધાર આંસુઓ વહેવા લાગ્યા.

"નાથ! તમે રડો નહિ! તમને રડતા દેખી મારો જીવ જાય.

છે, તમારૂં આરોગ્ય બગડશે !" લીલાએ ઉત્તર આપ્યો.

"લીલા ! પ્યારી લીલા ! હવે આરોગ્ય બગડવાનો વિચારજ ના કર ! મને એક ઘા થયોજ હતો અને તેના જોરથી શરીરમાં તાવ ભરાયો છે અને આ બીજો ઘા થયો, હવે મારા જીવનની આશા નથી ! લીલા ? મને માફ઼કર ! મને માફ઼કર ! હું તારો ગુન્હેગાર છું."

"નહિ નહિ દેવ, એ ગુન્હો મારો નથી--તમારો નથી. દૈવનો છે પણ તમો આમ અચાનક અહીં શી રીતે આવી પહોંચ્યા !"

"પ્રિયતમ ! હું મારા વિચાર પ્રમાણે સુધા નામની એક સ્ત્રીને એક હઝાર રૂપીઆ આપવા શ્રાગંજ જતો હતો ત્યાં દુર્દૈવે રસ્તો ભૂલી ગયો અને આ માર્ગ પર ચઢી આવ્યો ! હાય ! મારે હાથેજ તારૂં પણ મોત થશે લીલા ! તારો ઘા સારો નહિ થાય તો !"

"તો શું, તો મારી મૂક્તિ થશે."

"ન ગભરાવો પ્રિતમ ! દાસી તમારો, નાથ છો મ્હારા,
ઘડે મુજ મ્હોત તમ હાથે મહા ધન ભાગ્ય એ મારા.
ન કરશો શોક છે ભાવી પ્રબળ આ વિશ્વમાં અંતે,
થવાનું થાય છે ખેલો ખલકના છે બધા ન્યારા.

"અને લીલા ! બીજી એક વાત કહું સાંભળશે !"

"નાથ ! અધિકારીણી છું કહો કહો કેમ ન સાંભળું !"

"તને સાંભરે છે તારો એક નાનો બંધુ હતો જેનું નામ સુરેન્દ્ર હતું અને તે તળાવમાં સ્નાન કરતાં ડુબી ગયો હતો."

"હા, મને બરાબર સાંભરે છે કેમ તેનું શું થયું !"

"ઓ લીલા ! કમનસીબ લીલા ! તે તારો ભાઇ ડુબી ન ગયો હતો, મેંજ તેને સંતાડયો હતો અને આજે મારે હાથે મરણ પામેલો

માધુસિંગ એ તારો ભાઇ—માઇન્સગો ભાઇ સુરેન્દ્ર થાય! તારા માતા પિતાને પણ મેંજ આ ધંધો શિખવ્યો હતો અને તેજ મેતાપ અને કાળીને નામે પ્રખ્યાત થનારા પાપીઓ હતા.

આ શબ્દો સાંભળતાંજ લીલાની આંખમાં પાણીની ધારા છુટી રામસિંગ હવે ઘેલો થયો. તેણે કહ્યું, " લીલા! લીલા! લે આ કટારી લે! અને મને કાપી નાંખ, મારી નાંખ! મારા ગુન્હાની શિક્ષા મને મોત આપ!"

"નાથ! તમો અધિરા ન થાઓ! પણ મારી એક વિનંતી માનો, બોલો હવે ફરી જગતમાં એક પણ પાપનું કામ નહિ કરશો?"

"નહિ કરૂં વ્હાલી, લીલા! નહિ કરૂં! તું મને માફ કર, મેં તારો ભવ બગાડયો. તારી જીંદગી ધુળ કરી, તને ભ્રષ્ટ કરી, હવે મને શા માટે જીવતો રાખે છે ઓ મિત્ર માધુ!" એમ કરીને તે પોકારી ઉઠયો. લીલાએ રામસિંગના આંસુ લુછવા પોતાનો હાથ ઉપાડયો, પણ શોક! મહાશોક! તેનો હાથ નીચે પડી ગયો. લીલાના ઘામાંથી ખુબ લોહી વહી ગયું હતું તે બેભાન થઇ ગઇ. રામસિંગે તેને ઢંઢોળી અને કહ્યું, "ઓ લીલા! લીલા! એક ઘડી! એક પળ! એક મિનિટ, વધારે જીવ! મારા પાપની માફી આપ! માફી આપ!"

પણ તે સાંભળવા કોઇ રહ્યું નહિ. ગરીબ બિચારી લીલા સ્વર્ગે ગઇ. રામસિંગ સહવાર સુધી ત્યાં બેસી રહ્યો સહવારે તેણે લાકડાં એકઠાં કરી તે બંન્નેને ત્યાં બાળી મૂક્યાં. અને તેની રાખ કપાળે લગાવી પોતે સંન્યાસ ધારણ કર્યો! લીલા! લીલા! તારા સહવાસે તારા સ્વર્ગવાસે શયતાનને સંન્યાસી બનાવી દીધો! શોક! શોક!

# પ્રકરણ ૨૧ મું.

## પોલાદી પંજો!



"મળેલા પાપના ધનને નથી સંસારમાં યારી,
ઘણું તો વર્ષ બે વર્ષે જરૂરતે નાશ પામે છે.
અરે! એ દ્રવ્ય નિજ સાથે વળી લૈવ્યાજનો બદલો,
કરી સંહાર કુળનો જૈ અધમ સ્થળમા વિરામે છે!"

જે વખતે રામસિંગ પોતે શ્રીગંજ ને માર્ગે વળ્યો તેજ વખતે તેના ન્હાસતાં સંન્યાસીઓની પુઠે પડી મધુકરે તેમાંના એકને પકડી પાડયો અને પોતાની સાથે એક અરણ્યમાં તેને ઘસડી ગયો તેને નીચે નાંખ્યો અને તેની છાતી ઉપર ચઢી બેસી પિસ્તોલ તેના કપાળ સામે ધરી રાખી તેને કહ્યું, "ઓ દુષ્ટ બોલ! બોલ! તમારૂં ભોંયરૂં (ગુપ્ત ગૃહ) કયાં આવ્યું છે અને તેનો જવાનો માર્ગ કયાંથી છે! શું તરંગિણી નામની સ્ત્રી જે ભોંયરામાં રહે છે તેમાંજ તમારા બીજા કેદીઓ પણ છે.

"અમારા બીજા કેદીઓ છેજ નહી માત્ર તરંગિણી એ બંદીવાસમાં રહે છે તે સિવાય હું બીજુ કશું જાણતો નથી!"
આ શબ્દો સાંભળતાંજ તેના કપાળમાં મધુકરે એક એવા જોરથી મૂકકો માર્યો કે જાણે તેનું માથું બેવડ થઇ ગયું અને તેણે બુમ પાડી, "મને મારો નહિ! મારો નહિ! મારા પ્રાણુની રક્ષા કરો!"

"ત્યારે મને બતાવો કે તમારૂં બીજું ભોંયરૂ કયાં છે, જો મારા પ્રશ્નનો સાચો ઉત્તર મળશે તોજ હું તમોને જવા દઇશ, નહિ

સો અહિંને અહીંજ આ પિસ્તોલની ગોળી તારા કપાળમાં પેસી તારો અંત લાવી નાંખશે ! ”

“ સાહેબ ! અમોએ જે ગુફામાં સુબોધને બાંધીને સંતાડયો હતો તેજ ગુફાની પાસે બીજી એક ગુફા છે. તે ગુફામાં નાથુ લુંટારાનું ભોંયરૂ આવેલું છે અને અમારા સરદાર રામસિંગના બેચાર કેદી એજ ભોંયરામાં છે. ”

“ એ કેદીઓને ત્યાં રાખવા બદલ તમારે નાથુને કાંઈ આપવું પડે છે ખરૂં ? ”

હા, દર વર્ષે દર કેદી દીઠ તેને એક હઝાર રૂપીઆ આપવા પડે છે ! ”

“ઠીક, એ ભોંયરામાં જવાનો રસ્તો કયાં છે ! ”

“ એજ ગુફામાં ફુવારા જેવો લોખંડનો ફુવારો બાંધેલો છે અને તે ફુવારા ઉપર પોલાદના ઢંકા લોખંડનો પંજો મૂકેલો છે. તે ફુવારાની ઉપરથી એ પોલાદીપજો કાઢી લેવાથી ત્યાં એક પિત્તળની કળ આવે છે, તેને દબાવતાં અંદર જવાની સીડી ખુલ્લી થાય છે ! ”

“ શું એ પોલાદી પંજો સહેલાઇથી કાઢી લઇ શકાય એવો છે!”

“નહિ, તેની આસપાસ એવી રીતની કળો મૂકેલી છે કે એ પોલાદી પંજાના પાસે જનારા માણસોને એ કળ ઉપરથી જવુંજ પડે છે અને જ્યાં એ કળ (ચાંપ)પર પગ પડયો કે તે પોલાદીપંજો ચારે બાજુએ ખુબ જોરથી જમીનપર અથડાય છે એટલે જે માણસ એ કળ ઉપર થઈને પોલાદી પંજા તરફ જવા પયત્ન કરે તેના ઉપરજ તે પંજો પડે છે અને તે માણસને ચગદી-ખુંદી નાંખે છે. ”

“ ત્યારે એ પોલાદી પંજો નીકળે છે શી રીતે ! ”

"અંદરથી એ કળ દબાવતા તે બેસી જાય છે, બ્હારથી તો શી રીતે નીકળે છે એની ખબર નથી !"

"ઠીક છે, હું હવે ત્યાંજ જાઉં છું પણ જો તારા કહેવામાં જરા પણ ફેર પડયો તો યાદ રાખ ! આવીને તારો જીવજ લઇ નાખીશ ! ચાલ ! મારી સાથે ચાલ !" મધુકરે તે સંન્યાસીને કહ્યું.

"કયાં !" તે સંન્યાસીએ પૂછયું,

"જ્યાં લઇ જાઉં ત્યાં !" મધુકરે ઉત્તર આપ્યો.

"તમો કયાં લઇ જશો ? મારું ખુન કરશો ! મને કેદ પકડશો !"

"નહિ, ગભરાઓ નહિ !" મધુકરે ઉત્તર આપ્યો અને તે સાથેજ તેને લઇ જઇને જાગીરદારના ઓરડામાં પૂર્યો.

મધુકર ! મધુકરની મહેનત સફળ થવાની તૈયારી પર હતી તે પેલા સંન્યાસીએ બતાવેલી ગુફામાંજ સીધો ચાલી ગયો. તેની નજર ત્યાં એ પોલાદી પંજાપર પડી, એ પંજાની ઉંચાઇ આસરે ૧૨ ફુટની હતી અને તે ઉપર એ પંજો એવી ખુબીથી ગોઠવેલો હતો કે એની આસપાસ ગોળાકારમાં આઠ ફુટ સુધી એની ફરતે જે કળ મુકેલી હતી તે દબાતા એ પંજો એવી રીતે ગોળાકારમાં પહોળો થઇને ફરતો હતો કે એ વિસ્તારમાં જે કોઇ આવતુ તેને કાપીજ નાંખતો, એવી એ પંજાને ધાર હતી. મધુકરે પોતાની બુદ્ધિનો આ વખતે ખરેખરો ઉપયોગ કર્યો અને તેમાં તેને સફળતા મળી, તેણે પોતાની પાસેના કુતરાને ચાબડીને પહેલાં એ જગા ઉપર રવાના કીધો એટલે તે પંજો તે નિર્દોષ કુતરા ઉપર તૂટી પડયો ,પરંતુ તે પાછો અસલ પોતાની જગ્યાએ જાય તે પહેલાં તે પંજા ઉપરથી મધુકર દોડીને તે ફુવારા પાસે ચાલ્યો ગયો અને તેની ઉપરની કળ દબાવી દીધી, એટલે તે પોલાદી પંજો તરતજ ત્યાંથી

અંદર ઉતરી ગયો-ફક્ત તે પંજોજ નહિ પણ તેના વિસ્તારમાં ગોળા-કાર જે આઠ ફુટની જગ્યા હતી તે બધીજ અંદર ઉતરી ગઈ અને તે સાથે મધુકર પણ અંદર ઉતરી ગયો તેણે ત્યાં આગળ પોતાની પાસેથી એક વસ્ત્ર બાંધી દીધુ અને અંદર આવતો પ્રકાશ બંધ કીધો. તે જેવો આગળ વધતો હતો તેવીજ તેની નજર એક ઓરડાપર પડી આ ઓરડાના ચારેમેર લોખંડના સળીયા હતા અને અંદર સુહાસીની કેદ પડેલી હતી. મધુકર એ ઓરડો વટાવી આગળ વધ્યો એટલે તેની સામે એક ગોળી આવીને પડી. હવે મધુકર પણ ઉશ્કેરાયો, ત્યાંના અંધારામાં તેણે પણ જે બાજુથી ગોળી આવતી હતી તે તરફ ગોળી છોડવા માંડી ધડાધડ ગોળીના અવાજો થવા માંડયા અને આખું ભોંયરૂં ભયંકર અવાજોથી ગરજી ઉઠયું. પણ મધુકરે તેની પરવા કરી નહિ તેણે પોતાની ગોળીઓ છોડવાજ માંડી, તેણે આ વખતે એટલી બહા-દુરીથી કામ કર્યું કે તેવી બહાદૂરી તેણે ભાગ્યેજ કોઇ જગ્યાએ બતાવી હશે. તેની સામે આ વખતે બરાબર ૧૦ માણસો હતા, તેમાંનો એક માણસ મરાતાંજ બધા ન્હાસી ગયા અને તેમાંથી એક જણ પાસે પડેલી સીડીપરથી ઉપર ચઢવા લાગ્યો. પરંતુ એટલામાં મધુકરે જઇ તેને પકડયો અને તેની છાતીમાં એવી લાત મારી કે તે ભોંય ઉપર ઢળી પડયો. એટલામાં પ્રથમ ન્હાસી ગએલા માણસોજ બીજા પાંચ માણસોને લઇ તેની સામે ધસી આવ્યા.આ વખતે મધુકરને બચવાની આશા રહી નહોતી. પણ તેણે એક વિલક્ષણ યુકિત વાપરી, તેણે પોતાની તલવાર એવી રીતે ફેરવી કે તેના દુશ્મનોના પગ કપાઇ ગયા તેઓ પડયા કે તે સાથેજ મધુકર ત્યાંથી દોડી ગયો અને તેણે ફરીથી જીવપર ઉદાર થઇને એવી રીતે ગોળીઓ છોડવા માંડી કે તે માણસો બધા વિખરાઇ ગયા. મધુકરે તેમાંથી એકને માર્યો અને તેના કપડાં પોતે

પહેરી લીધા, મોઢે તેવીજ બુકાની બાંધી અને તેમની સાથેજ ભળી ગયો; તેણે એવી રીતે તેમની સાથેજ ભળી જઇ ગોળીઓ છોડવા માંડી કે છેવટે પોતાની સાથે તે ટોળીના ત્રણ માણસોજ અવશેષ રહ્યા, ત્યારે તે ધુર્ત અગ્રણીએ પોતાના સાથીતોને ઉદ્દેશીને કહ્યું, "બસ હવે જાઓ, નાથુ-સિંગની પાસે ચાલ્યા જાઓ, તેને કહેજો કે "સદૌલ!" "સંદૌલ!" કહેશો એટલે એ તમોને પોતાના ઓરડામાં દાખલ કરશે." એમ કહી તે સરદાર કોઇ અગમ્ય સ્થાને ન્હાસી જતો હતો. પણ તે પહેલાં મધુકરની ગોળીએ તેને ઠાર કર્યો અને બીજા બેમાંથી પણ એકને ચીરી નાંખ્યો અને બીજાને પુછ્યુ, "શયતાન! નાથુની ગુફા કયાં છે તે સાચું બોલ! ચંડાળ! જીવવું હોય તો સાચે સાચું બોલ!

"અહીંથી સામેજ જાઓ!" તેણે જવાબ આપ્યો તેવીજ બંદુ-કની ગોળી છૂટી અને તેનો પણ પ્રાણ નીકળી ગયો, હવે એજ માર્ગે તે આગળ વધ્યો. આગળ એક ગુફા આવી. ત્યાં એક દ્વારપાળ ઉભો હતો, મધુકરે તેને કહ્યું "સદૌલ!"

"ચલે જાઓ અંદર!" પેલા દ્વારપાળે ઉત્તર આપ્યો.

અંદર નાથુ અને રામસિંગનો મુખ્ય સેવક ગોપાળસિંગ વાતો કરતા બેઠા હતા. નાથુસિંગે ગોપાળસિંગને ઉદ્દેશીને કહ્યું.

"ગોપાલ! બસ બીજી વાત નહિ મારા પૈસા આપી દો પૈસા ધરી દો! એ સિવાય હું કાંઇ જાણતો નથી!"

"પણ નાથુસિંગ! રામસિંગને આવવા દો તે તરત તમારા પૈસા ચુકવી આપશે! તમો જાણો છો કે મારી પાસે એક પણ પાઇ હોતી નથી. પછી હું તમારા દામ કયાંથી આપી શકીશ!"

"નહિ, નહિ, તેની મને પરવા નથી જુઓ! તમારે લીધેજ હું પાયમાલ થયો મારા ગુપ્ત ભોંયરામાં પણ મધુકર જેવો દુષ્ટ પેસી

ગયો મારો પોલાદી પંજો ! તેનો તો નાશ–વિનાશજ થયો અને નફામાં મૃત્યુ આવશે તે તો જુદું !"

"પણ બે દિવસ સબુર કરો ! જો તેટલી મુદતમાં રામસિંગ ન આવશે તો તમારા પૈસા હું ગણી આપીશ !"

"તે નહિ ચાલે, મને તો આજને આજ પૈસા આપો નહિ તો હું તમોએ સોંપેલા કેદીઓના ખુન કરી નાંખીશ ! હવે મને કોઇ પ્રકારની ભૂખ નથી ને મારે અત્રે રહેવું પણ નથી. મારે સઘળા પૈસા લઇ આ ગામ છોડી આજેજ ચાલ્યા જવું છે, માટે પૈસા ગણી આપો તમારા કેદીઓને લઇ જાઓ, તેમ ન કરશો તો તેમના ખુન કરીશ !"

"નાથુસિંગ ! શું તમો રામસિંગના ઉપકારો એકદમ ભૂલી ગયા છો ! અરે જરા તો કાંઇ શરમ રાખો !

"બીલકુલ નહિ, મે તો મારા માણસોને રામવાળીમાં મોકલી દીધા છે, એક કલાક પછી તેઓ ત્યાં તેમનું ખુન કરશે. જો પૈસા ગણી આપશો તો હું તેમને તેમ કરતો અટકાવીશ હવે ફકત ૧૫ મિનિટ બાકી છે !"

આ સાંભળતાં મધુકર ગભરાયો એટલે તેણે મોટેથી બુમ મારી "અરે રામવાળીમાં આગ લાગી છે !" આગ લાગી છે ! આ શબ્દ સાંભળતાંજ નાથુસિંગ રામવાળી તરફ દોડયો. રામવાળી ત્યાં આવેલી એક ગુપ્ત ગુફાનુંજ નામ હતું. પણ તે સાથેજ દોડયો, મધુકર અહિં આવ્યો છે એવી હવેજ બધાને ખબર પડી તેઓએ મધુકર પર ગોળીઓ ચલાવવા માંડી પણ મધુકરે નાથુને જ પ્રથમ માર્યો, નાથુ પડતાં બધા લુટારાઓ ન્હાસી ગયા ! હવે મધુકરે પોતે પોતાની તપાસ આગળ ચલાવવી શરૂ કરી, એટલામાં એ ભોંયરં

સળગી ઉઠયું, પણ મધુકર તેથી જરાપણ ગભરાયો નહિ. તે ત્યાંથી એક ઓરડીમાં પેઠો. એ ઓરડીમાં એક લાસ એક ભાંગેલાં ખાટલા ઉપર સુવાડી મુકેલી હતી અને તેની ઉપર ચાદર ઓઢાડેલી હતી મધુકરે તે કાઢી નાંખી તો અંદરથી એક બદબો મારતી લાસ બહાર નીકળી આવી. તે જોતાંજ મધુકરને બહુ શોક થયો તેને લાગ્યું કે જાણે પોતાની બધી મ્હેનત નિષ્ફળજ ગઈ છે પણ તે પહેલાં તે બળતાં ઘરમાંથી એક લાકડું તુટી પડયું તે એક પત્થર પર પડતાં તે પત્થર અંદર ઉતરી ગયો અને તેને એક સીડી નજરે પડી. આ સીડી વાટે એક ભોંયરામાં જવાતું હતું. મધુકર તરતજ તેમાં ઉતરી પડયો, તેણે ત્યાં જતાંજ એક ગોળી છોડી એક માણસને સ્વધામ પહોંચાડી દીધો. મધુલતાને મારવા ઉગામેલી પેલા માણસની સમશેર તેમની તેમજ રહી ગઇ, મધુકરે મધુલતા, સુહાસીની, તરંગિણી વસુંધરા અને નંદિની તથા ભીમો એ છ જણાને એ ભીષણ ભોંયરામાંથી શોધી કાઢયા અને તેને લઇને પાછો પોતે જે માર્ગે આવ્યો હતો તેજ માર્ગે ઉપર આવી રહ્યો, પરંતુ હવે પેલો પોલાદી પંજો ખસેડવો શી રીતે તે ચિંતા હતી. એટલામાં તેની નજર ત્યાં ગોઠવેલા નાથુસિંગના પુતળાપર પડી મધુકરે ક્રોધમાં જઇને તે પુતળાને લાત મારી તેવોજ પોલાદી પંજો તૂટી પડયો તેના ભાગો છુટે છુટા બની ગયા. પોલાદી પંજાનો નાશ–વિનાશ થઇ ગયો ! અને મધુકર બંદિવાન મંડળીને લઇ ઉપર આવવાનુ સુભાગ્ય પ્રાપ્ત કરી શક્યો. પોલાદી પંજા સહિત તે ગુફાઓ બળીને ખાખ થઇ ગઇ



# પ્રકરણ ૨૧ મું

## આ શું કાંઇ નાટક તો નથી !?



આકાશમાં સુર્યભગવાનના શીતરશ્મિ વિસ્તરેલા હતા થડો પવન આવતો હતો. ચોતરફ દિશાઓ શાંત હતી. કુદરતની પ્રભુતા સઘળે ફેલાએલી હતી. નીલવર્ણિય ઝાડપાન આમથી તેમ ઝુલી રહ્યા હતા. તેઓ જાણે પ્રકૃતિની ઉપાસના કરવામાં લીન થએલા હતા. દિનાજપુરની સીમમાં સોમગંગાના શીતળ નીર વહી જતા હતા અને તેનો પ્રવાહ કેટલીક વાર પાસે આવેલા બંગલાને આથડતો હતો. એ બંગલા પર આજે શોકની છાંયા વ્યાપી રહી હતી, બંગલામાં એક ઉંચા પલંગ પર એક સ્ત્રી સુતેલી હતી તેની વય લગભગ અઢારેક વર્ષની હતી તેનું મુખ મધુર અને ગૌર હતું છતાં રોગને લીધે તેમાં ફિક્કાશ આવી ગયેલી હતી. તેની પાસે એ પલંગ પર એક વીસ વર્ષનો તરૂણ પુરૂષ બેઠો હતો અને તે પેલી સ્ત્રીના મુખ તરફ આજે એકી નજરે જોઈ રહ્યો હતો. કારણકે આજે રાત્રીએ એ સ્ત્રી આ સંસારનો ત્યાગ કરી જવાની છે એવી ડોક્ટર તરફથી સુચના મળી હતી. ધીમે ધીમે તે સ્ત્રીના શરીરમાં નિર્બળતા આવતી હતી અને તે પરથી ડોક્ટરનું અનુમાન સત્ય થવાનું છે એની ખાત્રી મળતી હતી. આટલી બધી માંદગી હોવા છતાં તેની વાચા અદ્યાપિ શુદ્ધ હતી. તેણે ધીમે રહી શાંત સ્વરે પેલા યુવકને ઉદ્દેશીને કહ્યું, "નાથ ! હવે મારો અંતકાળ પાસે આવતો જાય છે, મારૂં હવે મરણ સમીપ છે ત્યારે મારી એક વિનંતિ ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તવાનું વચન નહિ આપશો !"

" પ્રેમલતા ! શા માટે નહિ, આ વેળાએ તું જે મને કહેશે તે અવશ્ય કરીશજ, એ સંબંધમાં તું તારા હૃદયમાં જરાપણ સંકોચ રાખીશ નહિ, કહે વારૂં તારી શી યાચના છે ?"

" નાથ ! મારી આ નાનકડી પુત્રીને તમે ગમે તે પ્રકારે મોટી કરી મે તમોને કહ્યું છે તેની સાથેજ તેને પરણાવશો એટલી મારી વિનંતિ છે અને આપ જ્યારે તે પ્રમાણે કરશો ત્યારેજ મને સંતોષ પણ થશે !"

" પણ પ્રેમલતા ! આપણી એ યાચના શિશિરબાબુ કેવી રીતે કબુલ કરશે તેઓ જાણે છે કે તું એક વેશ્યા છે .અને મારી સાથે રહી આયુષ્ય પૂર્ણ કર્યું છે તો તારી પુત્રીનો તેઓ શી રીતે સત્કાર કરશે ? "

" નાથ ! ત્યારે હવે સાંભળો ! મરણની શૈયાપર પડી-મૃત્યુની છેલ્લી ઘડીએ આજે હુ તમને હૃદયના ગુપ્ત ભાગોમાં છુપાવી રાખેલી એક ગુપ્તવાત કહું છુ. તમોને એવી તો ખાત્રી છે ખરી ને કે વેશ્યાને ત્યાં રહ્યાં છતાં હું પતિત થયેલી નથી !"

" હા, કારણકે જે વખતે હું ત્યાં બેઠો હતો તેજ વખતે તમોને ત્યાં પેલો બાવો સોંપી ગયો હતો એટલે મને તે બાબતની તો ખાત્રી છે કે તમો કોઇપણ પ્રકારે વેશ્યાને ત્યાં તો ભ્રષ્ઠ થયા નથી !"

" તો નાથ ! મારી જરા એક વધારે વાર્તા સાંભળો ! હું જ્યારે સાત વર્ષની હતા ત્યારે મારી પાછળ--મારા ઘરની પાછળ આવેલા સુલેમાન માળીની ઉપવનમા હું ફૂલો વણવા જતી હતી એ સુલેમાન મુસલમાન હતો અને તેને અબ્દુલ અને કાસમઅલી નામના બે ભાઇ હતા, આ ત્રણે ભાઇઓ બહુ ઢોંગી અને ધુર્ત હતા અને તે માટેજ તેમાંના બે જણા અબ્દુલ અને કાસમ સાધુનો વેશ લઈ ગામમાં ફરવાં

"નાથ! ત્યારે હવે મારી સાચી જીવનકથા સાંભળો! હું એક સુશીલ પિતાની પુત્રી છું પણ યવનોના પાપેજ દુખી થઇ છું મારા ગૃહની પાછળ ત્રણ મુસલમાનો રહેતા તેમાંનો એક સુલેમાન કરીને હતો તેણે એક ફુલવાડી નિર્દોષ હિંદુ બાળાઓને લોભાવવા માટેજ રાખી હતી. એ ઉપવનમાં જાત જાતના ફુલ ઝાડો થતા હતા અને સુલેમાન તે બધાને મફત લેવા દેતો હતો એટલે ધર્મ ઘેલી હઝારો હિંદુબાળાઓ ત્યાં ફૂલ વણવા આવતી, આમાંથી કેટલીક છોકરીઓને સુલેમાન નસાડી જતો, એ પ્રમાણેજ તેના બે ભાઇ જે સાધુના વેશમાં રખડતા હતા તેઓ પણ એવી કુમારીકાઓ અને સ્ત્રીઓને હરી લાવતા હતા અને પછી વેશ્યાઓને ત્યાં લાવીને તેમને વેચી નાંખતા. આજ પ્રમાણે હું એક દિવસ સુલેમાન માળીની ફુલવાડીમાં ફુલો વિણવા ગઈ હતી એટલે મને લાગ જોઇ એ બદમાસ યવને સંતાડી આટલું કરી તે કાફર અટક્યો નહિ. તે અધમ શયતાને મને યોગ્ય વય થતાં સુધી પોતાને ત્યાં પુરી રાખી અને પછી મને જે વેશ્યાને ત્યાં આપ હતા તે વેશ્યાને ત્યાં આવીને વેચી નાંખી. ત્યાં આપ પોતેજ બેઠા હતા. તમોને મારી દયા આવી અને તમોએ મને ખરીદી લઇ મારો ઉદ્ધાર કર્યો. નાથ! મારૂં કુળશીલ કાંઇ કમી નથી. હું રાજાપુરના જાગીરદાર નિખીલ કુમારની ભગિની સ્નેહવતી દેવી છું અને યવન મ્લેચ્છોના અત્યાચારને લીધેજ આપની પાસે આવવા પામી છું. આપની પરણીતા પત્નિ પણ મારા પર ઘણો સ્નેહ રાખે છે તો આપ આ પુત્રીને પાલક પુત્રી તરીકે રાખશો તો તેઓ વાંધો લેશે નહિ, વ્હાલા! હવેજ તમોને ખાતરી થઇ હશે કે હું કોણ છું." તે આગળ બોલવા જતી હતી પણ એટલામાં તેનો કંઠ બંધ થઇ ગયો અને તેના [illegible] પુત્રી જેને જન્મ્યાને માત્ર ત્રણજ દિવસ થયા હતા. તેને પોતાના મહાલયમાં લઇ ગયો

અને પોતાની પરણિતા પત્નિને સ્વાધીન કરી. તેણે તે પુત્રીને પોતાની જ બાળા હોય તેમ ઉછેરી ને મોટી કરી અને પોતાને કશું સંતાન ન હોવાથી તેનેજ પોતાની પુત્રીમાની લઈ પોતાની સઘળી મિલ્કત તેનેજ અર્પણ કરી અને તે પ્રમાણે વિલ કરી નાંખ્યું ! તત્પશ્ચાત અલ્પસમયમાંજ તે સ્ત્રી પણ સ્વર્ગવાસીની થઇ.

વાચક ! એ પુત્રી તેજ આપણી કથાનાયીકા મધુવનમાંથી જાગીરદારને મળેલી પુત્રી મધુલતા હતી અને પેલો યુવક તે મોહનરાવ જાગીરદારજ હતો. મોહનરાવ એ પત્નિ મરણ પામ્યા કેડે પુનઃ પરણ્યો હતો, તે સ્ત્રીનું નામ નંદિની હતુ પણ મોહનરાવ તેની સાથે લાંબો વખત રહેવા ભાગ્યશાળી થયો નહિ. નંદિની એક દિવસ સ્પ્રેમગંગા નદિએ સ્નાન કરવા ગઇ હતી. ત્યાંથીજ તે કાસમના દુષ્ટ પંજામાં સપડાઇ ગઇ હતી. અને કાસમે તેને એક નીચ વેશ્યાને ત્યાં વેચી હતી પરંતુ રામસિંગના મિત્ર માધુસિંગને તેની ખબર પડતાંજ તેણે પેલી વેશ્યાને તેની કિંમત આપી નંદિનિને પોતાના બંદીખાનામાં લાવી રાખી હતી. આ પ્રમાણે મોહનરાવને ત્યાંથી નંદિની પણ ગુમ થઇ જવાથી તેણે પોતાની પ્રથમ પત્નિની ભગિનીની પુત્રી સુહાસીની ને પોતાને ત્યાં આણી રાખી હતી પણ આપણે આગલા પ્રકરણમાં જોયું કે તે પણ ગુમ થઇ ગઈ હતી તેને પણ રામસિંગજ ઉડાવી ગયો હતો, ત્યારેજ અંતે થાકીને મોહનરાવ પોતાના સાળાની પુત્રી લીલાને પોતાને ત્યાં આણીને રાખવી પડી હતી. લીલા રામસિંગના જાળમાં કેવી રીતે આવી ગઇ અને મૃત્યુ પામી તે આપણે જોઇ ગયા છીએ. આ પ્રકારે રામસિંગેજ મધુલતા, સુહાસિની અને નંદિનીને પોતાના કબજામાં રાખી હતી. તરંગીણી તો રામસિંગની પત્નિજ હતી પણ તેને પણ

રામસિંગે તેના પોતાના પિતાજીનું ખુન ન કરવા માટેજ બંદિવાસ આપ્યો હતો, વસુંધરા સુહાસિનીની મોટી બ્હેન હતી અને તે પણ નંદિની પ્રમાણેજ રામસિંગના પંજામાં ગઇ હતી બધા લોકો વસુંધરા મરણ પામી છે એમ જાણતા હતા પણ તે જીવંત હતી. મધુકર એ સર્વ મંડળને સાથે લઇ મોહનરાવના બંગલે આવી પહોંચ્યો. તેઓને જોતાંજ મોહનરાવના મુખમાંથી અસ્ફુટ ઉદ્ગારો નીકળી ગયા "આશું !"

આજે તેના–મોહનરાવના આનંદ અને આશ્ચર્યનો પાર રહ્યો નહોતો તેને મધુલતા અને સુહાસીની મળ્યા હતા, એટલુંજ નહિ પણ પોતાની પત્નિ જેને તે સરિતામાં સ્નાન કરતાં મૃત્યુ પામેલી માનતો હતો તે નંદિની પણ મળી હતી. મોહનરાવને ત્યાં આજે દીવાળાનો દિવસ ઉગ્યો હતો. મધુકરે સઘળાને ત્યાં સોંપ્યા અને જાગીરદારને કહ્યું "મોહનરાવ ! જુઓ ! આ તમારા સઘળા આત્મીય માણસોને મેં તમોને ગમે તે પ્રકારે કષ્ટ વેઠીને પણ મેળવી આપ્યા છે ! હવે તેમની રક્ષા કરો ! હવે મારે માત્ર એક કામ કરવાનું છે અને તે એ કે એ ગુન્હેગારોને શિક્ષા કરવાનું." એમ કહી મધુકર ત્યાંથી પ્રયાણ કરતો હતો પણ એટલામાં તેની સામે તરંગિણી આવીને ઉભી રહી અને તેણે તેનો હાથ પકડી કહ્યું, "ભાઇ ! ભાઇ ! આ આવી જન્મ દુખી બ્હેનની એક પ્રાર્થના માનશો !"

"જરૂર, શા માટે નહિ, તમારી શી આજ્ઞા છે !" મધુકરે પૂછ્યું.

"ભાઇ મને ! વચન આપો ! કે ગમે તે થાય તો પણ રામસિંગનો જીવ લઇશ નહિ કારણ કે રામસિંગ એજ મારા પતિ છે, મારા દેવ છે તેમને કોઇપણ પ્રકારની હાની કરી, મને વૈધવ્ય પ્રાપ્ત થાય એવું કરશો નહિ !"

"તરંગિણી ! તમો તો શ્રાગંજના જાગીરદાર વિજયરાવના પુત્રી અને રામપુરના જાગીરદાર નિખીલચંદ્રના પત્નિ છો એમ મને માર્ગમાં કહ્યું હતું તે હવે વળી આમ વિચિત્ર વાત શું કહો છો !"

"ભાઈ! એ રાજાપુરના જાગીરદાર નિખીલબાબુ તેજ રામસિંગ લુટારો અને મોહનરાવના સાળાની પુત્રી લીલાનો ભાઇ તેજ રામસિંગનો જાણીતો સાગ્રીત માધુસિંગ છે!"

"શું નિખીલબાબુ તેજ રામસિંગ લુટારો! અરે મારો પિત્રાઇ ભાઇ અને તેણે મારાજ કુટુંબ પર આટલો ગજબ કર્યો !" મોહનરાવે આશ્ચર્ય પામી ઉત્તર આપ્યો !"

"હા, શા માટે ન કરે વારૂં! જ્યારે અમારી જાગીર સરકારે જપ્ત કરી ત્યારે આપની ફરજ હતી કે આપે અમોને સ્હાયતા આપી સરકારની નીતિનો વિરોધ કરવો હતો પણ તેમ ન કરતાં આપે તો અમારી પ્રભુતા ધૂળ કરવાજ પ્રયત્ન કર્યો, અરે કહો કે આપનીજ કૃપાથી અમારી જાગીર જપ્ત થઇ અમારે માર્ગના ભિખારી બનવું પડ્યુ, તમારા પર તેમને એજ વેર હતું અને તેથીજ તેમણે તમારી અનેક પ્રકારે ખુવારી કરવાનો યત્ન કર્યો." તરંગિણીએ ઉત્તર આપ્યો. મધુકરે તેને રામસિંગની રક્ષા કરવાનું વચન આપ્યું અને પોતે શ્રીગંજ ચાલ્યો ગયો ત્રીજે દિવસે શ્રીગંજના જાગીરદાર વિજયરાવને ત્યાં રહેલી સુધાના અને મધુકરના લગ્ન થઇ ગયા.



# પ્રકરણ ૨૨ મું

## પાપ! પાપ!! ને પાપ!!!

—:o:—

બીજે દિવસે મધુકર પોતાની પ્રિયતમા સુધાને અને વિજયરાવને સાથે લઈ મોહનરાવ જાગીરદારના ઘર તરફ પ્રયાણ કરીગયો તેને હવે મોહનરાવને ત્યાં જવાની જરૂર ન હોતી છતાં ગુન્હેગારો હજી છુટાહોવાથી તે પોતાની પત્ની સાથે સીધો જાગીરદારને ઘેરજ ગયો, આ વખતે ત્યાં મધુલતા, સુહાસીની તરંગિણી વસુંધરા અને નંદિની બેઠા હતા અને વાતો કરી રહ્યા હતા, મોહનરાવ શેઠ ત્યાં સામે બેસી એ અબળા મંડળની વાતો સાંભળતા હતા. ત્યાં એકા એક મધુકર સુધાને લઇ આવી પહોંચ્યો અને જાગીરદારને કહ્યુ, " જાગીરદાર સાહેબ! મારે મારી સઘળી કાર્યવાહીનો આજેજ રિપોર્ટ કરી મોકલવાનો હોવાથી મને જરા મસીપાત્ર (ખડીયો) વગેરે આપો!" આ સાંભળી જાગીરદારે તેમને બધા સાધનો તૈયાર કરી આપ્યા, મધુકર ત્યાં લખવા બેઠો પણ એટલામાં તેના વાંસાપર કોઇએ પાછળથી હાથ મૂકયો, મધુકરે પાછળ ફરીને જોયું તો, "રામસિંગ લૂટારો!" મધુકર, બહાદુર મધુકર રામસિંગને જોઈ ગભરાયો અને ત્યાંથી છટકી દૂર જઇ ઉભો રહ્યો પણ તેજ સમયે રામસિંગે પોતાના મુખપર સ્મિત ફરકાવ્યું અને કહ્યું, " મધુકર! ડરો નહિ, ડરો નહિ, હવે હું પહેલાંનો રામસિંગ રહ્યો નથી, હું તમારી પાસે એટલા માટે હાજર થયો છું કે મને કેદ કરી મારા દુષ્કર્મો નો દંડ અપાવો!' મને શિક્ષા અપાવો! અરે પ્રાયશ્ચિત! પશ્ચાતાપ! પાપનો અગ્નિ આ હૃદયમાં બળી રહ્યો છે તેને શાંત કરો!"

" રામસિંગ!" મધુકરે આ પરિવર્તન જોઈ આશ્ચર્ય પામી જરાવાર તેના મુખ સામે જોઈકહ્યું, "તમે પકડાવા માંગોછો ?"

"હા, હવે પકડાવા માંગુછું! પાપની સજા ભોગવવા માગું છું લોકોને જેવી રીતે રીબાવી રીબાવી માર્યા તેવી રીતે મરવા માંગુ છું.

" કર્યા મેં પાપના કામો નજોયા કાંઈસંજોગો.
જૂઓ યમદંડ આ સામો પ્રભુનો હાય! આવે છે.
ડરેછે ચિત્ત મુજ પાપે હ્રદયછે તમ સંતાપે,
પીડાએ દેહ આ તાપે હ્રદય દુખથી તપાવે છે."

" રામસિંગ! મારા પિતા શ્રી વર્ધમાનપુરના જાગીરદારનું ખુન તમે કર્યું હતું!" મધુકરે પૂછયું, "

"હા, હા, મધુકર! મારા પાપની કથની સુણો! મારા દુર્દેવની વાત સાંભળતા દિલે કંપ આવશે, ગાત્રો ગળી જશે અને દેહ દુઃખથી થરથર કંપવા લાગશે. મધુકર! મારા પાપની સીમા નથી! મેં અનેક અત્યાચારો કર્યા છે અને આજે તે પશ્ચાતાપનો અગ્નિ આ હ્રદયને બાળી રહ્યો છે. સાંભળો! સાંભળો! મધુકર! આ તપ્ત આત્માની છેલ્લી કથની સાંભળો! મેં એકવાર દિનાજપુરને રસ્તેથી રામપુર જતી એક ટપાલની થેલી લુંટી હતી એ થેલીમાંથી મને મોહનરાવ જાગીરદારનો લખેલો પત્ર મળી આવ્યો તે ઉપરથી હું એમ જાણી ગયો કે મોહનરાવ શેઠનો નરેન્દ્ર નામે ભત્રિજો છે પરંતુ તેને તેમણે કદી જોયો નથી. આ લાગ જોઇ ત્યાં મારેજ તેમના ભત્રિજા તરીકે જઈ સઘળી મિલકત પચાવીપાડવી એવો વિચાર કરી મેં મોહનરાવના શેઠના ઘોડાવાળા નોકરને દ્રવ્ય આપી ફોડયો અને તેની પાસેથી મેં સઘળી મોહનરાવ શેઠના ઘરની હકીકત જાણી લીધી. મને જણાયું કે મોહન-

ને માત્ર એક બાલક પુત્રી છે પણ તેમના સઘળા દ્રવ્યની ઉત્તરા-
કારી તેજ થાય એવું છે એટલે મેં તેનું હરણ કીધું અને તેનું
નજ થયું હશે. એવું તમોને બતાવવાનો પ્રયત્નપણ કર્યો કે જેથી
ા તેની ફરી શોધખોળ કરો નહિ! પછી એ મોહનરાવની પુત્રી
કુલતા પાસેજ જોરજબરીથી મેં કબુલ કરાવ્યું કે મોહનરાવ શેઠની પત્નિએ
/ વીલ કર્યું છે અને તેમની સાળીની પુત્રી સુહાસિની પણ મિલ્ક-
ા હિસ્સો ધરાવે છે ત્યારે મેં સુહાસિનીનું પણ હરણ કીધું અને
વિલ મેળવવા પણ પ્રયત્ન કર્યો પણ તેમાં હું ફાવ્યો નહિ, મેં
કામ પાર પાડવા

" ચલાવી લોહીની ધારા સિતમ અંગાર વરસાવ્યા,
ચીરીને કાળજાં કૈંના ઉન્હા મેં લોહી પીધાં છે!
મધુરા બાળકો રડતાં મીઠા વહે શબ્દ જે મોઢે,
દયાહિન, તેમના મુખમાં હળાહળ ઝેર દીધાં છે!
લૂટી ઘરબાર લોકોના ન જોયા ધર્મ કે પાપો,
મુખે કહીને "ભલે કાપો!" નિસાસા હાય! લીધા છે!

ત્યાર પછી મેં અ્ેક પાપો કર્યાં પણ અંતે તે કામમાં ફસી
ા. પછી હું રામપુર ગયો અને ત્યાં જઇ મને જે પત્ર મળ્યો
। તે પત્રમાં લખેલી જગ્યાએ નરેન્દ્રની વાટ જોઇ ઉભો ત્યાં નરેન્દ્રની
ી આવતાંજ મેં તેને મારી નાંખ્યો અને તેના ગાડીવાળા ભીમાનું પણ
ન કર્યું. પછી કાગળમાં લખ્યા પ્રમાણે મેં મોહનરાવ અને તેની
નેની પાષાણ—પ્રતિમા મેળવવા માટે પ્રયત્ન કર્યો એક પ્રતિમા મને
ા પાસેથી મળી અને બીજી મેં તમારા બાપનું ખુન કરીને મેળવી!"

" મારા બાપનું ખુન તમે કર્યું?" મધુકરે આશ્ચર્ય પામીને કહ્યું.

"હા, હા, મેંજ કર્યું. તે બે પ્રતિમાઓ અને નરેન્દ્રના હાથપરની વિંટીએ તેના નિશાના લઇ હું મોહનરાવને ત્યાં આવ્યો હતો, પેલા બન્ને શબો મેંજ ગુપ્ત ભોંયરામાં સંતાડી દીધા હતા. મેં ઘણો વખત મોહનરાવને ત્યાં તેના ભત્રિજા તરીકે ગાળ્યો હતો પણ તેમાં કોણ જાણે શું થયું, તે હું કોણ છું. તે વાત ફુટી ગઇ. હવે એ સમય દરમ્યાન મારે મોહનરાવની દત્તક પુત્રી જે મોહનરાવને ત્યાંજ હતી તેની સાથે પ્રેમ બંધાયો. હું ખુલ્લો પડી ગયો એટલે નાઠો છતાં લીલાપરની મારી માયા છૂટીનહિ. રાત્રે પાછો મોહનરાવને ત્યાં હું આવ્યો અને લીલાને ઉઠાવી ગયો. આ વાત મધુકરને પણ ખબર હતી પણ તેઓ લીલાની વિનંતિપરથી કોઇની આગળ આ વાત બોલ્યા નહિ. હવે મેં એ લીલા અને મારો મિત્ર માધુસિંગ તેને એક ગામમા રાખ્યા હતા અને હું મારી પુત્રીને મળવા જવા નીકળ્યો પણ દૈવયોગે માર્ગ ભૂલી ગયો ત્યાં રસ્તામાંજ મને મારો મિત્ર માધુસિંગ અને તેની જોડે લીલાને મૂકી હતી, તેઓ મળ્યા. તેઓ ત્યાંથી ન્હાસીને મારા ગુપ્ત ગૃહમાં જતા હતા. તેમણે ભૂલથી મને પ્રવાસી ધારી લૂંટયો, મેં પણ તેમની સામે થઇ તેમનો પ્રાણ લીધો, આ રીતે લીલા પણ મારે હાથેજ મરણ પામી. ઓહ ! લીલા ! લીલા ! તારો આત્મા મારાપર ફિટકાર કરે છે.

"બુરા કર્મો થકી મારા કરેલા હાથ ઝેરીની,
ગતિ ઇશ્વર થશે કેવી હવે ભયથી બન્યો ઘેલો !
ન રાખ્યા બંધનો હાથે પ્રજાળા પૂણ્ય મેં સઘળા,
લૂટીને મ્હેલ માળા મેં કર્યો ભાંગી ભૂકો જેલો !
હવે તો પાપથી પાછો પીડાતું છું ! રીબાઉં છું !
ન આવે મોત પણ સંતાપથી હું દગ્ધ થાઉં છું !"

. હવે ! હવે બીજી એક ભયંકર વાત કહું છું. હું રામસિંગ લુટારો ખરેખરો લુટારોજ નથી કિંતુ રામપુરનો જાગીરદાર નિખીલચંદ્ર છું અને તમારી સાથે બેઠેલી વિજયરાવની પુત્રી તરંગીણી તે મારી પત્નિ થાય છે ! આ સુધા ! મારી સુધા ! મારી અને તરંગિણીની પુત્રી છે અને તે વિજયરાવની પૌત્રી છે તેથીજ તેના પાલનપોષણ માટે વિજય-રાવ મને દર વર્ષે હઝાર રૂપીઆ આપતા હતા પણ હું તેનો ઉપયોગ મારાજ કામમાં કરતો હતો અને સુધાને એક નિર્ધન લુટારાને ત્યાં રાખી મૂકી હતી. એજ લુટારાને ત્યાં મધુકરના પિતાનું મેં ખુન કર્યું હતું ! તરંગિણીને પણ મેં દુઃખીજ કરી. પ્રિયા ! પ્રિયા તરંગિણી ! મને ક્ષમા આપ ! તારો જન્મ ધુળ કરનાર આ નરરાક્ષસ પર દયા કર ! આવ ! આવ ! દીકરી સુધા ! બેટા સુધા ! આ તારા દગ્ધ પિતાને શાંતી આપ ! " એટલું કહેતા તે જમીનપર ઢળી પડ્યો. તરંગિણી-આર્યકુલોત્પન્ન તરંગિણી અને સુધા તરતજ દોડી ગયા અને તેમણે રામસિંગ નહિ-નહિ પશ્ચાતાપ અગ્નિમાં પ્રજળી જઇ શુદ્ધ થએલા નિખીલ બાબુનું મસ્તક પોતાના ખોળામાં લીધું અને તેપર ગુલાબજળ છાંટયું, નિખીલ બાબુએ કહેલી પોતાની જીવનકથાથી બધા આશ્ચર્ય પામ્યા. નિખીલ બાબુને જરા શુદ્ધિ આવી એટલે તેમણે મોહનરાવને બોલતા સાંભળ્યા મોહનરાવે કહ્યું " રામા ! જા ડોકટરને બોલાવી લાવ !

" નહિ મોહનરાવ ! હવે ડાકટરની જરૂર નથી મારો જીવનદીપ હવે બળી રહ્યો છે તેનો નિર્વાણ કાળ પાસે છે ! જૂઓ મારા આત્માને લેવા આ યમદૂતો હાજર થયા છે, ઓહ ! ઓહ ! આવો ! આવો ! યમદૂતો આ દુઃખી દેહને લઈ જાઓ ! અરે હવે પ્રભુના દરબારમાં હું શો ઉત્તર આપીશ. મારા દુઃખી આત્માને શાંતી શી રીતે પ્રાપ્ત થશે.



"ફરી અન્યાય મેં મૂકિત જગતમાં મેળવી અતે
પ્રભુ દરબારમાં મૂકિત હવે ક્યાંયીજ મળવાની
કુડાં નિજ કર્મના પાસે દુખી થઇ દેહ આ મારી
અરે ! કિસ્મત ફુટયું આ કષ્ટની વર્ષા ન ટળવાની !"

લીલા ! ઓ લીલા ! પુત્રી સુધા ! મને માફ કરો ! તમારો જન્મ મારાથી અરે આ બદમાસ લુટારાથી છૂટી પડયો. તેની મને શિક્ષા આપો ! તરંગિણી ! ખસીજા ! દૂર ખસીજા ! મારા પર દયા ના કર ! હું દયા યોગ્ય નથી કારણ કે

"હઝારોના ગળાં કાપી જુલમ લાખો કરેલા છે.
અરે નિર્દોષ મુજ હસ્તે પથીક સઘળા મરેલા છે
ચલાવી શસ્ત્રની ધારા ભર્યા મેં લોહીના ક્યારા
પ્રભો કૈં બાલુડા તારા જીવન સૌના હરેલા છે
થયા છે પાપ મુજ હાથે ભર્યું છે પાપ મુજ બાથે
ચઢયું છે પાપ બહુ માથે હૃદય દુઃખના ભરેલાં છે!"

તરંગિણી ! તરગિણી ! તારી તલવાર લાવી આ કંઠ કાપી નાંખ ! સુધા આ તારા પિતાને નહિ તારા જુલ્મગાર દૈત્યને કાપી નાંખ ! મારી નાખ ! ચીરી નાંખ ! જો ! જો પ્રભુ મારી સામે તલવાર લઇ આવે છે ઓહ ! પ્રભુ

"બની જગમાં ગળા ફાસું કર્યું મહા પાપ મેં ખાસું
પ્રભુના દ્વારમાં ઉત્તર હવે શું આપવાનો હું
ન કાંઇ પુણ્યની રકમો જમામાં રોકડી રાખી
વિભુના નામપર દોલત અહો શી સ્થાપવાનો હું
દયાને દુર છે કીધી ઝહર વૃષ્ટી કરી જગમાં
અરે મહા નર્કમાં જૈ દેહ અંતે નાંખવાનો હું !"

સુધા ! સુધા ! તરંગિણી ! મને પ્રભુ માફ કરશે !" નિખિલે કહ્યું.

"નીચ !" તરંગિણી બોલી પણ તેનો કંઠ રૂંધાઇ ગયો. આંખમાંથી અશ્રુઓ ગળી પડયા !

રડના ! રડના ! તરંગિણી !

"જગત છોડી નરાધમ આ લઇ નિજ પાપનો બદલો
પ્રભુ ઘર જાય છે તેમાં પ્રિયા ! તું રોય છે શાને !
હૃદય રાખી ઉઘાડું આ અરે શયતાનના દુઃખો
મીઠી આંખે મધુરી. તું અહાહા ! જોય છે શાને !
રડીને આખ આંસુથી ભરી નાંખી હવે વ્હાલી
અરેરે ! પાપ મારા તું નકામા ધોય છે શાને
કરીલે લગ્ન ફરી તારા પ્રિયા ! શાને રડી મિથ્યા
વિમલ વૈધવ્ય પાપી જીંદગી તુજ ખોય છે શાને"

"નાથ ! ધૈર્ય રાખો ! પ્રભુ પણ પશ્ચાતાપી દીલને ક્ષમા આપે. ! તમને ક્ષમા આપશે અને હું પણ જો આપનો અંતજ થશે મારા ચારિત્રને કલંક લાગવા દીધા વિનાજ તમારા આત્માનું ધુ કરીશ, પરંતુ નાથ ! મને શબ્દ બાણથી દુખી ન કરો ! રાખો !

"ન કહેશો વેણ દુખના હું હૃદય ધીરના શકુ ધારી
પ્રભુ છો આપ મારા હું તમારી નમ્ર દાસી છું
જગત આ પંથ પ્રભુ ઘરનો તમે હું પંથી સહુ તેના
ઘડી બેચારની હું પણ પ્રભો અહીંની નિવાસી છું"

"સુધા ! મને ક્ષમા આપ ! બેટા ! મારી પાસે આવ ! બાપુ ને બહુ દુઃખ આપ્યું !"

"પિતાજી ! તમે નહિ દૈવે દગો દીધો, જો આપની જાગીર હોત તો અમારી આ દશા નહિ થાત !"

"ખરેખર નહિ થાત!" નિખિલ બોલ્યો અને જરા શાંત થયો પરંતુ તેના હૃદયમાં એ શાંતી વધારે સમય ટકી નહિ, એકદમ તે ઝબકી ઉઠયો અને બોલ્યો, "ઓહ! જો! જો પ્રભુનો યમદંડ

"અરે યમદંડ ઇશ્વરનો અહા! આવે સતાવે છે,
દુઃખી મુજ ને પ્રભુ શાને હવે ભય તું બતાવે છે.
નહિ! મુજ પાપનુ ખાતું જુઓ ઇશ્વર પતાવે છે,
અને અન્યાયની મિલ્કત બધી મુજપર ખતાવે છે!"

"તરંગિણી! તરંગિણી! મને કાંઇ વેદના થાય છે! જો જો! આ વાંસા પર કેવો ઘા થયો છે તેમાંથી લોહી વહી વહી હું નિર્બળ થયો છું, જખ્મ કોણે કર્યો જાણે છે સુધા!"

"નહિ નાથ! મને શું ખબર! તરંગિણી બોલી.

"મેંજ, મેંજ કર્યો છે; પણ જો હજી મૃત્યુ નથી આવતું!"

"ઓ નાથ! આવું ફરી કરશો નહિ."

કરી નિજ આત્મ હત્યા દેહનો જે અંત લાવે છે,
ઘણાં જન્મો સુધી તેને પડે છે દુઃખ બહુ એવા.
ન કરવા ઘાત નિજ દેહનો રહો બહુ ધૈર્ય ઉર રાખી,
હવે રોવું નહિ, ભાગ્યે દીધા કષ્ટો ગમે તેવા!"

"તરંગિણી! તરંગિણી! હવે શોક ના કર! મારા આયુષ્યનોજ અંત આવ્યો છે એટલે હવે હું પુનઃ એવાં કર્મો કરવા ભાગ્યશાળી થવાનોજ નથી! પ્રિયા! ઓ દેવી! મારી પ્રિય સુધાને મારી પાસે લાવ! પાસે લાવ!"

સુધા પાસે આવી. નિખીલે તેને પ્રેમથી આલિંગન કરી કહ્યું, "બેટા! પતિની સર્વ પ્રકારે સેવા કરજો અને બા જે યોગ્ય સ્થળ જોઈ પરણાવી આપે તે ઘર-વર કબુલ રાખજો હું તો હવે જાઉં છું."

" પિતાજી! દાદાજીના હસ્તેજ મારાં લગ્ન મને છોડાવનાર જોડે થઇ ગયાં છે ! "

" કોની મધુકરની સાથે ! " " હા. " સુધાએ કહ્યું.

" ઠીક છે મધુકર ! " નિખીલે મધુકરને પોતાની પાસે બોલાવ્યો તેન હાથ પોતાના હાથમાં ધરી નિખીલે કહ્યું "મધુકર ! મધુકર ! આખો જન્મ આપણે વેરી રહ્યા–દુશ્મનો રહ્યા પણ હવે એક વાત કહું છું તે માનશો ! વચન આપો ! " મધુકરે વચન આપ્યું " પિતાજી ! કહો આપની આ વખતની જે પ્રાર્થના નહિ આજ્ઞા—હશે તે હું કબુલ રાખીશ ! કબુલ રાખીશ

" મધુકર ! આ નોકરીનો ત્યાગ કરો અને સુધાનો સ્વિકાર કરો હું તેના પિતા તરીકે તમને તેનું દાન આપું છું." ફરી નિખીલ શાંત થયો, ફરી તેને અશાંતી થઇ અને તેણે બકવા માંડયું !

" જગતમાં જન્મ ધારી મેં અરે હોળી જગાડી છે
દિવસ દુખમાં વિકારી મેં મરણ ભકિત લગાડી છે
નથી મેં ધર્મને જોયો નથી હું સ્નેહને રોયો
ખરેખર જન્મ આ ખોયો જીવન બાજી બગાડી છે
ન પાઇ ધર્મ પથ આપી ગરીબના સંકટો કાપી
જીવનમાં શુદ્ધતા સ્થાપી હજી ભય તો અગાડી છે
ગળાં મે કૈકના રોળ્યા હઝારો પ્રાણુ રગદોળ્યા
ખરે ભવ કૈંકના બોળ્યા જુલમ બંસી વગાડી છે
થયો જલ્લાદના જેવો રહ્યા કંપી હુથી દેવો
નરાધમ આ કુટિલ કેવો ભલાઇને ભગાડી છે
દિવાલો દુર્ગની તોડી પથિકના પ્રાણુ તરછોડી
હઝારોની જીવન હોડી અહાહા ! મેં ડુબાડી છે

જહાં મારી થતી દૃષ્ટિ થતી જ્યાં ઝેરની વૃષ્ટિ,
ન જાણ્યું કે સકલ સૃષ્ટિ પ્રભુની પુષ્પવાડી છે
કટારી હાથમાં ધારી સદા મુજ ધર્મ સંહારી
દયા દિલથી કરી ન્યારી નકામી દેહ પાડી છે
ન નૌકા પુન્યની તરવા ભિષણ ખાડી અગાડી છે
સ્વહસ્તે દેહ મારી મેં જરૂર પાપે બગાડી છે!
ન ધારો દેવ! અપરાધો ભૂલી મ્હારા કૃપા લાવો
અને 'કુણ્ઠિક' હવે નિત્યે દયાનું દાન વરસાવો

મધુકરે આ બધી વાત પોતાને કાને પડે તે પહેલાંજ પોલિસોને બોલાવવા ટેલીફોન કર્યો હતો એટલે પોલીસ કોન્સ્ટેબલોને સાથે લઈ હેડકોન્સ્ટેબલ ત્યાં આવી પહોંચ્યો. પણ શોક! હવે નિખીલ જગતમાં નહોતો તેની માત્ર દેહજ ત્યાં પડેલી હતી. પોલિસો વોરંટ સાથેજ પાછા ફર્યા! ડોકટર આવ્યો તે પણ પાછોજ ગયો!

" જગતમાં પાપ કર્મોથી કરી નિજ નામના અંતે
ધુતારો તે નિખિલબાબુ ગયો સંસારને છોડી
ગૃહી ધન ધામ દૌલતને સહી લાખો મુસીબતને
મુકી તે દ્રવ્ય મ્હોબતને ગયો નિજ દેહ તરછોડી
જગતના ઓ બધા લોકો! હૃદયમાં બ્રહ્મને રાખી
બને નિજ પાપ કર્મેથી જીવનક્ષણુ જાણવી થોડી

---

# ઉપસંહાર.

નિખીલ બાબુ મરણ પામ્યો તે સમયે તેને છેલ્લી એક આંચકી આવી અને તે સાથેજ તેનો પ્રાણ નીકળી ગયો પણ તેનો ડાબો હાથ

એવી રીતે પછડાયો કે એ ખીસામાં રહેલી પિસ્તોલનો ઘોડો તેથી દબાયો અને તે પિસ્તોલ ફુટી તેવીજ તેની ગોળી જઇને બરાબર મોહનરાવ જાગીરદારના ગળામાં બેસી ! જાગીરદાર આ ગોળી બેસતાંજ તકીયા પર ઢગી પડયો એટલે તકીયો દબાતા તેમાંથી એક નીચે દબાઇ રહેલો સાપ નીકળી આવ્યો અને તે પાસે બેઠેલા વિજયરાવને કરડયો, તેવાજ વિજયરાવના પ્રાણ પણ નીકળી ગયા. તરંગિણી પોતાના પિતા તથા પતિના મૃત્યુથી બેભાન થઇ પડી તે પુનઃ આ સંસારની નશ્વર શાંતી ભોગવવા રહેવા પામી નહિ, રાવસાહેબ મોહનરાવના દેહમાં જરા જરા ચૈતન્ય હતું તેમણે મધુકરને બોલાવી કહ્યું, "વત્સ મધુકર ! તમારો મારા પર ઘણો ઉપકાર થયો છે તેના બદલામાં મારી તથા મારી પત્નિની સંયૂકત મિલ્કત અર્ધી તમોને અને અર્ધી સુબોધ મધુલતાને આપજો ! જાઓ સુબોધને બોલાવો !" એક માણસ ત્યાથી સુબોધને બોલાવવા રવાના થયો, "અને બીજી જે મારી પત્નિની સ્વતંત્ર મિલ્કત છે તે હું કોઇને પણ આપતો નથી પરંતુ આપણી નિર્ધન ભારતમાતાના ઉદયના સર્વદા પ્રયત્ન કરનાર પ્રાતઃસ્મરણિય દેવદુર્લભ આર્યસમાજને તે મિલ્કતનું દાન કરૂં છું એ સઘળી મિલ્કત દસલાખ રૂપીઆ જેટલી છે. આર્ય સમાજ એજ ભારત વર્ષની લજ્જા છે કિર્તી છે અને પ્રભુતા છે તને મેં પાળી પોષી છે અને તમે પણ યથાશકય સ્હાયતા આપજો ! યવન મ્લેચ્છોના દુષ્કર્મોથી નંદિની જેવી લાખો સ્ત્રીઓ કષ્ટમાં આવી પડે છે તેના સંકટોને નિવારવાને ગરીબ અબળાઓને સ્હાયતા આપવાને એ સંસ્થાને પાળી પોષી પુષ્ટ કરજો ! મધુકર ! હું જાઉં છું." રાવસાહેબથી આગળ બોલાયું નહિ. તેનો જીવ નીકળી ગયો પણ તે પહેલાં સુબોધ આવી પહોંચ્યો. સુબોધ મધુલતાનો હસ્ત

મેળાપ મધુકરે કરાવી આપ્યો તે તેમની નજરે પડયો. નંદિનીએ રાજાપુરના જાગીરદાર ચંદ્રમોહન જોડે સશાસ્ત્રીય પુનર્લગ્ન કર્યું. મધુ અને સુબોધના તથા સુધા અને મધુકરના લગ્નોત્સવ આનંદથી ઉજવાયા. મધુકરે જાગીરદારના કહ્યા પ્રમાણે તેના મિલ્કત વહેંચી આપી. મધુલતાને સુરેશચંદ્ર નામે એક પુત્ર થયો છે તેની વય આજે સવાબે વર્ષ અને અઢી મહિનાની થઇ છે. મધુકરે સુધાકર નામથી પોતાનો વ્યવસાય શરૂ કર્યો છે અને સુધાકરની સુંદરી સુધા થોડાજ સમયમાં માતૃપદાધિકારીણી થવાની છે!

\+ + + + +

મોહનરાવના દિવાનખાનામાં આજે સુબોધ અને મધુલતા બેઠા છે તેમના પુત્ર સુરશનો આજે જન્મ દિવસ છે સુરશને ત્રીજું વર્ષ બેઠું છે સુબોધ સુધાકર અને સુધાનેપણ એ ઉત્સવમાં બોલાવ્યા છે સુધાકરે–મધુકરે પોતાની નોકરી છોડી દીધી છે હવે તે સુધાના નોકરીમાંથીજ પરવારતો નથી. સુબોધ ખુરસી પર બેઠો છે મધુલતાએ એ વખતે પોતાના પુત્ર સુરેશને લઇ જઇ સુબોધના ખોળામાં મુકયો સુબોધના શરીરે મધુલતાના હાથનો સ્પર્શ થયો બંન્નેનાં શરીરમાં પ્રેમની એક અદ્રષ્ય કંપારી આવી તે જોઇ સુબોધ જરા શરમાયો તો ખરો, પણ તેણે કહ્યું, " મધુલતા ! આજે મને એક વાતની ખબર પડી ! "

" શાની વારૂં ? "

" લોકો પોતાની સ્ત્રીઓ પાછળ ઘેલા શા માટે થતા હશે તેની ! "

તા. ૧૫. ૬. ૨૫ સોમવાર

**ओ३म शांती शांती शांती**



માલવપતિ શ્રી

# સંગીત રાજા ભરથરી કાવ્યમાં



ભેખકે ઉતારો રાજા ભરથરી.

આબાદ બાર સુંદર ચિત્રો સાથે. મૂલ્ય રૂ. ૦-૮-૦.